## સામાન્ય જનતાનું સચિત્ર માસિક

આ પ્રકારનું ગુજરાતમાં આ એક જ માસિક છે. એનું સસ્તાપણું પણ અજોડ છે. દર મહિને ૪૦ પાનાંનું વાચન આપતું આ માસિક વાર્તાઓ, લેખો, જીવનચરિત્રો, પ્રવાસવર્ણનો, ‘આપણી આસપાસ,’ ‘સંસારચક્ર’ ઇત્યાદિ નિયમિત અને સચિત્ર આપે છે. મધ્યમવર્ગનાં કુટુંબો માટે આની તોલે આવે એવું એક પણ માસિક નથી એવો વિદ્વાનો તથા સામાન્ય લોકોનો અભિપ્રાય છે.

દર વરસે આટલા વાચન ઉપરાંત ૨૦૦ પાનાંનું એક ભેટપુસ્તક પણ આપવામાં આવે છે. આ વર્ષનું ભેટપુસ્તક ‘**ઘરની વહુ**’ બંગાળી સમાજની એક નવલકથા છે. દર મહિનાની દસમીએ આ માસિક પ્રગટ થાય છે.



| | |
|---|---|
| દેશમાં | ૨—૮—૦ |
| બ્રહ્મદેશમાં | ૩—૦—૦ |
| પરદેશમાં | ૪—૦—૦ |

છૂટક તથા નમૂનાની નકલના ૦—૩—૦



**અમદાવાદ • મુંબઈ**

# ભારતી સાહિત્ય સંઘ

**પો.બો.૭૩ : અમદાવાદ • પો.બો.૯૭૮ : મુંબઈ**

## અમારાં પ્રકાશનો

૧ **સંજીવની** : લે. સોપાનઃ રાષ્ટ્રીય નવલકથા ૨–૦–૦

૨ **પચાસ વર્ષ પછી** : લે. રામનારાયણ ના. પાઠકઃ આવતી-કાલના જુવાનોની કથા ૧–૪–૦

૩ **પ્રાયશ્ચિત્ત ભા. ૧–૨** : લે. સોપાન : હરિજનપ્રશ્નોને ચર્ચતી પહેલી નવલકથાઃ દરેકના ૨–૦–૦

૪ **એ પત્ની કોની ?** : અનુ. યજ્ઞેશ હ. શુકલ : નારી-જીવનની અનુપમ કથા ૨–૦–૦

૫ **આવતીકાલ** : લે. રામનારાયણ ના. પાઠકઃ અહિંસક સ્વાતંત્ર્યયુદ્ધની વાર્તા ૨–૮–૦

૬ **મંગલમૂર્તિ** : લે. સોપાન : વિધવાજીવનની કથા ૨–૦–૦

૭ **દોન ધ્રુવ** : લે. વિ. સ. ખાંડેકરઃ કલા અને જીવનનો મેળ સાધતી નવલકથા ૨–૦–૦

૮ **ધરતી** : અનુ. નિરુ દેસાઈઃ ખેડુજીવનનું યથાર્થ ચિત્ર ૧–૮–૦

૯ **બંધન અને મુક્તિ** : લે. દર્શક : ૧૮૫૭ના રોમાંચક ઇતિહાસને મૂર્ત કરતી કથા ૨–૦–૦

૧૦ **જગતનો તાત** : લે. રામનારાયણ ના. પાઠકઃ ધરતીના ખેડનારની કથા ૨–૦–૦

૧૧ **જાગતા રે'જો ભા. ૧–૨** : લે. સોપાન : જાહેર જીવનની સમસ્યાઓ. પહેલા ભાગના ૨–૦–૦ બીજાનો ૧–૮–૦

૧૨ **પથેર પાંચાલી** : લે. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય : નાનાં બાળકોની કરુણ કથા ૨–૦–૦

૧૩ **જીવનનું ઝેર** : લે. હરજીવન સોમૈયા : રોમના ભુલાયેલા ઇતિહાસને જીવતો કરતી કથા ૨–૦–૦

## વાર્તા



## જીવનચરિત્રો

૩ **મહાન મુસાફરો** : લે. મૂળશંકર મો. ભટ્ટ : શોધક પ્રવાસીઓની જીવનરેખા ૧—૮—૦

૨ **વૈજ્ઞાનિક જગત** : લે. ચંદ્રભાઈ ભટ્ટ : મહાન વૈજ્ઞાનિકોનાં જીવનચરિત્રો ૧—૪—૦

## ચિંતન

૧ **સાહિત્ય અને પ્રગતિ** : ગુજરાતભરના લેખકોનો સાહિત્યચર્ચાનો પ્રતિનિધિ ગ્રંથ ૨—૮—૦

૨ **'સત્તાવન'** : લે. નગીનદાસ પારેખ : '૫૭ના બળવાનો ઇતિહાસ ૧—૮—૦

૩ **લગ્ન—એક સમસ્યા** : લે. સોપાન : લગ્નના પ્રશ્ન ઉપર પત્રો (બીજી આવૃત્તિ) ૧—૪—૦

૪ **રાજકોટ—સત્યાગ્રહ** : લે. રામનારાયણ ના. પાઠક રાજકોટના સત્યાગ્રહયજ્ઞની કથા ૦—૮—૦

૫ **સો વર્ષ જીવવાની કળા** : લે. ડૉ. જટાશંકર નાન્દી : શતાયુ થવાનો અદ્‌ભુત માર્ગ ૧—૮—૦

૬ **ગુલામીની શૃંખલા** : લે. ધનવંત ઓઝા : હિંદનું રાજબંધારણ ૨—૮—૦

## બાળસાહિત્ય

૧ **શંકરાચાર્ય** : લે. હરજીવન સોમૈયા : શંકરાચાર્યનું જીવનચરિત્ર ૦—૨—૬

૨ **નાનાં છોકરાં** : લે. ચારુદત્ત : ટૂંકી વાર્તાઓ ૦—૧—૬

૩ **રંગરંગ વાદળિયાં** : લે. સુંદરમ્ : બાલગીતસંગ્રહ ૦—૨—૦

૪ **પ્રવાસપત્રો** : લે. રામનારાયણ ના. પાઠક : રસદાયી પ્રવાસવર્ણન ૦—૪—૦

૫ **આપણાં ભાંડુઓ** : લે. હેમુભાઈ : સમાજજીવનની ટૂંકી વાર્તાઓ ૦—૮—૦

૬ **હજીય મને સાંભરે છે** : લે. ગિજુભાઈ : નાનપણનાં સંભારણાં ૦–૩–૦

૭ **કલગી** : લે. સોમાભાઈ ભાવસાર : ટૂંકી વાર્તાઓ ૦–૫–૦

૮ **છીપલાં** : લે. મોહન ઠક્કર : બાલગીતો ૦–૪–૦

૯ **ભરદરિયે** : લે. હરજીવન સોમૈયા : સાહસકથા ૦–૮–૦

૧૦ **વીર જવાહરલાલ** : લે. લાભુબેન મહેતા : જવાહરલાલ નેહરુનો પરિચય ૦–૮–૦

૧૧–૧૨ **સૌની વાતો** : ભા. ૧–૨ બાળસાહિત્યલેખકોનો વાર્તાસંગ્રહ ૦-૧૦-૦

## આરોગ્ય

### શ્રી. રમણલાલ એન્જિનિયરનાં પુસ્તકો

૧ દર્દો, દવાઓ અને દાકતરો ૧–૮–૦, ૨ **અપચાના સહેલા ઉપાયો** ૦–૪–૦, ૩ **શરદી અને સળેખમ** ૦–૬–૦, ૪ **વજન શી રીતે વધારવું?** ૦–૪–૦, ૫ **કબજિયાત : તેનાં કારણો અને નિવારણ** ૦–૪–૦, ૬ **આંખોનું આરોગ્ય** ૦–૪–૦, ૭ **નિસર્ગોપચાર ભા. ૧** ૧–૦–૦, ૮ **આદર્શ ખોરાક કોને કહેવો?** ૦–૪–૦, ૯ **જલોપચાર ભા. ૧** ૦–૪–૦, ૧૦ **પહેલું સુખ** ૦–૪–૦, ૧૧ **ખોરાકની પસંદગી** ૦–૪–૦, ૧૨ **કસરત, મહેનત અને રમત** ૦–૪–૦, ૧૩ **જલોપચાર ભા. ૨** ૦–૫–૦, ૧૪ **કલેજાના રોગો** ૦–૮–૦, ૧૫ **વેક્સિનેશન કે સેનિટેશન?** ૦–૬–૦, ૧૬ **લાંબું ચાલો અને લાંબું જીવો** ૦–૬–૦, ૧૭ **નિસર્ગોપચાર ભા. ૨** ૨–૪–૦, ૧૮ **નિસર્ગોપચાર અને ઉગ્ર રોગો** ૧૯ **મીઠું : તેનો સદુપયોગ અને દુરુપયોગ** ૨૦ **દાંતનાં દર્દો** ૨૧ **હવા, પ્રકાશ અને વાતાવરણ પુ. ૧૮ થી ૨૧ના** ૧–૦–૦

૨૨ **ઉપવાસ : કેમ અને ક્યારે?** લે. હરજીવન સોમૈયા ૧–૪–૦

૨૩ **શરીરરચનાનું રહસ્ય** : લે. ધનવંત ઓઝા : સચિત્ર ૧–૪–૦

ભારતી-પ્રકાશન : ૯૦

# લગ્ન-એક સમસ્યા

સોપાન



ભારતી સાહિત્ય સંઘ
શ્રીમાળી સોસાયટી-અમદાવાદ
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ-મુંબઈ

## અનુક્રમ . . . . . . . . . . .

૧

# વિષયપ્રવેશ

**પ્રિય ભાઈ,**

**મનુષ્યજીવનમાં** લગ્ન એ એવો પ્રશ્ન છે કે જેનાથી આપણે દૂર રહી શકતા જ નથી. હું જાણું છું કે એક ઉંમરે આપણે બધા એ પ્રશ્નને બહુ મહત્ત્વનો નહોતા સમજતા. એ વિષે કોઈને આપણે ચિંતાતુર જોતા તો આપણને નબળાઈ લાગતી. કોઈનાં લગ્નની વાત આવતી તો આપણે હસતા હતા. આજે આપણને સમજાયું છે કે લગ્ન એ જીવનમાંથી ન નિવારી શકાય એવી કોઈ વસ્તુ છે. દુનિયાના લાખો-કરોડો, જેમાં આપણામાંના ઘણાખરાનો સમાવેશ થઈ જાય છે, તેમણે તો પરણવાનું જ છે. એટલે આ પ્રશ્ન જીવનના ગંભીર પ્રશ્ન માંહેનો એક, અથવા ગંભીરમાં ગંભીર પ્રશ્ન છે.

જ્યારે 'લગનગાળો' આવે છે ત્યારે હજારો માણસો પરણે છે, દરેક શહેર અને ગામડામાં લગ્નનું વાતાવરણ જામી રહે છે. આ હજારો લોકોનાં લગ્ન વિષે હું આ કાગળ નથી લખતો. આ કાગળ એમને કદાચ નિરુપયોગી થાય. આ કાગળમાં

આજની આપણી લગ્નપ્રથા ઉપર બહુ વિવેચન પણ હું કરવા નથી માગતો, પણ આપણા જેવા, જે જીવનમાં કંઈક કરી જવાની આશા રાખે છે—અને એ 'કંઈક'ને માટે જેણે રાતદિવસ ચિંતા રાખી છે. જીવનની પ્રત્યેક ક્રિયાને એ 'કંઈક'ના ઉપર જે કસી જુએ છે, તેઓને લક્ષમાં રાખીને આ કાગળ લખું છું.

આપણી ઇચ્છા હોય કે ન હોય પણ આપણે ઉંમરે ને શરીરે મોટા થતા જઈએ છીએ. દુનિયાના અનુભવો પણ આપણને મળતા જાય છે. દેશ–પરદેશનું સાહિત્ય પણ આપણી આંખ આગળ આવે છે. નવા ને જૂના, સામાન્ય ને ચોંકાવનારા વિચારો પણ આપણા કાન સાથે અથડાવા લાગે છે—અને આપણા મનમાં લગ્નનો વિચાર દાખલ થાય છે. શરૂઆતમાં તો એ વિચારને આપણે દબાવી દઈએ છીએ. કોઇ અનુભવી ડાહ્યો માણસ આપણને આ પ્રશ્નની ગંભીરતા સમજાવવા આવે તો આપણે એને બોલતો બંધ કરી દેવાના પ્રયત્નો કરીએ છીએ. આપણે એમ સાંભળીએ છીએ કે, 'ભાઈ, આ તો લાખો માણસોમાંથી એકાદ જ કરી શકે' ત્યારે આપણને એ વાત માનવામાં નથી આવતી અને આવે છે તોયે આપણે એ 'એક' થશું એમ થયા કરે છે.

આપણે દબાવી દીધેલો લગ્નવિચાર નાશ તો નથી પામ્યો હોતો, કેમ જાણે એ વિચારને આપણે મનોભૂમિમાં વાવ્યો હોય, એમ એ કાંટારૂપે ફૂટે છે અને આજુબાજુથી એને

२२८७८



પોષણ મળવા માંડે છે. થોડા વખતમાં એ તો ફૂલવા–ફાલવા લાગે છે અને આપણા સામે એક નવી વસ્તુ–નવો વિચાર, નવો કોયડો–ખડો થાય છે. આપણે એ વિચારની સામે લડીએ છીએ, ઝગડીએ છીએ, ક્યારેક જીતી ગયા એમ માની ક્ષણિક સંતોષ પામીએ છીએ, પણ એ વિચાર એનાં મૂળ ઊંડાં ને ઊંડાં નાખતો જાય છે.

ત્યારપછી આપણે પરણવા–ન પરણવાના ગુણદોષ વિચારવા માંડીએ છીએ. જે વસ્તુને આપણે વિચારવા જ નહોતા માગતા તે વિચારણાનું સ્થાન મેળવે છે. ધીમે ધીમે આપણે 'પરણવું તો જોઈએ' અથવા 'પરણવું તો પડશે' એવા ખ્યાલ ઉપર આવીએ છીએ. અને પછી એક નવો વિચારપ્રદેશ ઊઘડે છે. 'કેમ પરણવું?' 'ક્યાં પરણવું?' 'શી તૈયારી કરવી?' આ અને આવા અનેક પ્રશ્નો ઊઠે છે. આપણું માથું પાકી જાય ત્યાં સુધી આ વિચારો આપણો કેડો છોડતા નથી.

અને પછી તો આપણે જેની તેની સાથે ચર્ચાઓ કરીએ છીએ. એને અંગેનું સાહિત્ય ક્યાંયથી મળે તો વાંચવા માંડીએ છીએ. ક્યારેક મનમાં અનેક કલ્પનાસૃષ્ટિઓ પણ ઊભી કરીએ છીએ—અને આપણી સામે એ બધા પ્રશ્નો ગંભીર–અતિ ગંભીર રૂપે આવીને ઊભા રહે છે. આવું વિચારનારાઓનો મોટો ભાગ પોતાનું મનોમંથન સહન કરી

શકતો નથી. અનેક વિચારોની અથડામણો એનાથી ખમાતી નથી. એ થાકી જાય છે. એને એમ પણ થવા માંડે છે કે 'બીજું કો'ક મને પરણાવી દે તો સારું', અને એ વખતે જ એનાં વડીલો એને સાથ આપે છે ને પરણાવી દે છે. પોતે કંઈક ગ્લાનિ અનુભવતો, કંઈક શરમ અનુભવતો અને સાથે સાથે જ છાનો સંતોષ અનુભવતો પરણી જાય છે. જૂજ—અતિ જૂજ—માણસો આ પ્રશ્નને સ્પષ્ટ વિચાર્યા વિના છોડતા નથી—ચોક્કસ નિકાલ લાવ્યા વિના પગલું ભરતા નથી. ગમે તેટલું મનોમંથન સહન કરવું પડે ને જિંદગીની તમામ સલામતીઓ ભલે ઊથલી પડે પણ એવા થોડાક માણસો છે કે જે પોતાના હૃદયને જ વફાદાર રહી આ પ્રશ્નનો પોતા પૂરતો અંત લાવે છે ને ત્યાર પછી જ કોઈ પણ પ્રકારનું પગલું ભરે છે.

જેઓ સમાજના રિવાજ પ્રમાણે પરણી બેઠેલા છે તે, જેમણે વિચારો કર્યા પછી થાકીને બીજાની મદદ સ્વીકારી છે ને ગમે ત્યાં ફેંકાઈ પડેલા છે તે, અને પુષ્કળ વિચારને અંતે ચોક્કસ નિર્ણય કરીને પરણેલા છે તે—આ ત્રણે વર્ગોમાંથી આપણને લાગશે કે પસંદ કરવા જેવો વર્ગ તો ત્રીજો છે. પણ આપણે જાણીએ છીએ કે આપણને કોઈને એવી ખાતરી તો નથી જ કે એ ત્રીજા વર્ગ માંહેના તમામનું લગ્નજીવન સુખદ, સ્નેહાળ અને પરસ્પર સહકારવાળું હશે. આપણને એટલી ખાતરી છે કે પહેલા બે વર્ગનાં લગ્નજીવનમાં સુખ,

સ્નેહ અને સહકાર હોય તો એ કેવળ અકસ્માત છે, જ્યારે ત્રીજા વર્ગના લગ્નજીવનમાં એ ન હોય તો એ અકસ્માત છે. અને જ્યાં સુધી માણસની બુદ્ધિ પરિમિત છે ત્યાં સુધી અકસ્માતોને સ્થાન રહેવાનું જ છે.

હું આ પત્રોમાં બીજા અને ત્રીજા વર્ગના માણસોને—મુખ્યત્વે જુવાનોને—લક્ષમાં રાખીને લખવાનો છું, કારણ કે આપણામાંના ઘણાખરાનો સમાવેશ એ બે વર્ગમાં થાય છે. એટલે એના પરણવા ને ન પરણવાના વિચારોમાં, જો ન જ પરણવું હોય તો શા માટે ? ને પરણવું હોય તો શી રીતે, ક્યાં, કઈ પદ્ધતિએ એ પ્રશ્નોની ગડમથલમાં કંઈક મદદગાર થવાની આશાએ આ પત્રમાળા લખું છું.



## ૨

# લગ્નનું પ્રેરક કારણ

આપણે જરા પણ આગળ વધીએ ત્યારપહેલાં આ લગ્નવૃત્તિનું મૂળ ક્યાં છે તે જોવા થોભવું પડશે. આપણે ભલેને માનસશાસ્ત્રનું એક પણ પુસ્તક ન વાંચ્યું હોય, લગ્ન વિષે મોટા મોટા વિચારકો અને સમાજશાસ્ત્રીઓએ લખેલું કશું જ ન જોયું હોય, પણ આપણે આપણી જાતનું બરાબર પરીક્ષણ કર્યું હશે અને આપણી આજુબાજુમાં જે બની રહ્યું છે તે ખુલ્લી આંખે ને જાગૃત બુદ્ધિએ જોયું હશે તો આપણને માન્યા વિના નહિ જ ચાલે કે વિશ્વના કોઈ નિયામક કહો—કુદરતે કહો કે સ્વભાવગત કહો—પણ પ્રત્યેક મનુષ્યમાં જ નહિ પણ સમસ્ત જીવનસૃષ્ટિમાં આકર્ષણની-લગ્નની-વિષયેચ્છાની-એક અદ્ભુત અને અત્યંત બળવાન વૃત્તિ પડેલી છે. આ વૃત્તિ જન્મથી મૃત્યુ પર્યંત અનેક રૂપે દેખા દે છે.

એટલે લગ્નની ઇચ્છા આપણામાં ગમે તે ઉંમરે આવે અને એ વૃત્તિનો આપણે જાણી શકીએ એવો આવિર્ભાવ

ગમે તે પ્રસંગે થાય, પણ એ વૃત્તિ તો આપણા અસ્તીત્વ જેટલી જૂની છે એમ આપણે સમજવું જોઈએ.

પણ આનો અર્થ એવો નથી કે આ વૃત્તિ કુદરતી છે એટલે એને પંપાળવી જોઈએ ને પોષ્યા કરવી જોઈએ. આપણે જાણીએ છીએ કે ઘણા પુરુષોએ આ વૃત્તિને જુદે માર્ગે–જીવનકલ્યાણને માર્ગે–વાળી એમાંથી ઘણાં ઉત્તમ પરિણામો નિપજાવ્યાં છે. આપણે સમજવાનું તો એટલું જ છે કે આ વૃત્તિ લઈને જ આપણે જનમ્યા છીએ, અને હવે એ વૃત્તિને કયે માર્ગે વાળવી અને એમાંથી કેવાં પરિણામો નિપજાવવાં એ ઘણુંખરું આપણા જ હાથની વાત છે.

મને ઘણીવાર પ્રશ્ન થાય છે કે પરણવું જ શા માટે જોઈએ? હું મારા મનમાં ઊંડો ઊતરીને આ સવાલ મને પૂછું છું. મને નાનાં મોટાં અનેક કારણો મળે છે, પણ વિષયેચ્છા જેટલું પ્રબળ કારણ એકેય નથી મળતું. હું મારી આજુબાજુ હજારો માણસોને પરણતાં જોઉં છું ત્યારે મને એનાં બે જ કારણો જોવા મળે છે—એક તો એ કે અનેક જમાનાથી માણસો પરણતા આવ્યા છે માટે પરણી જવું, અને બીજું કારણ પેલી વિષયેચ્છા જ. આપણા જેવા માણસોનાં લગ્નનાં કારણ તપાસવા હું પ્રયત્ન કરું છું તોપણ મને બીજું કારણ વધારેમાં વધારે મળે છે.

મારા મનમાં તો ઘણુંય એમ છે કે એ બીજું કારણ

ન હોય અને કોઈ કુમાર—કુમારિકા લગ્ન કરે તો સમાજ પાસે એક મહાન ક્રાંતિકારી દાખલો રજૂ થાય. હું એવું લગ્ન કલ્પી શકું છું. વિષયેચ્છાના કારણ સિવાયનું ભવ્ય કારણ પણ કલ્પી શકું છું, કારણ કે હું જાણું છું કે સ્ત્રીમાં અને પુરુષમાં એવી વિશિષ્ટતાઓ પડેલી છે કે આ બે વિના સમાજજીવન સંભવી શકતું નથી. પણ એ પ્રશ્ન હું અત્યારે નહિ છેડું. વિષયેચ્છા વિનાનાં લગ્નનો વિચાર એક મોટો દંભ થઈ શકે છે એ હું જાણું છું. મનોવૃત્તિનું પરિશોધન કરી કોઈ શુદ્ધભાવે જ એવું લગ્ન કરે તો એનું જીવન ખાંડાની ધાર જેવું બની રહે તેનો પણ મને ખ્યાલ છે. પણ એ વિચારને આપણે હમણાં નહિ ચર્ચીએ.

જનસમૂહના મોટા ભાગનાં લગ્નનું પ્રેરક કારણ વિષયેચ્છા જ છે. બાળકો પેદા કરી નામના મૂકી જવાની ઇચ્છા, પોતાનું કો'ક કહેવાય એવી મમત્વની ભાવના, અભિમાનની, દાનની, ભેટની એવી એવી વૃત્તિઓ કે ઊર્મિઓ સંતોષવાની ઇચ્છા, વગેરે કારણો પહેલા કારણ પાસે ગૌણ છે. કારણ કે કોઈ ને કોઈ રીતે માણસ એ વૃત્તિઓને સંતોષી લ્યે છે. પણ પેલી ઇચ્છા લગ્ન વિના જીવનભરને માટે અથવા તો જિંદગીનાં ઘણાં વર્ષો માટે સંતોષવી મુશ્કેલ થઈ પડે છે.

ઉપરની વૃત્તિને સંતોષવાના માનવજાતિના ઇતિહાસમાં કેવા કેવા માર્ગો યોજાયા છે તેનો ભલે આપણને ખ્યાલ ન

હોય પણ આપણે આપણી સામાન્ય બુદ્ધિથી એટલું તો કલ્પી શકીએ છીએ કે માનવજાતે એના આદિ કાળથી જ આ વૃત્તિને નિયમનમાં રાખવાના પ્રયત્નો કર્યા હશે. દેખીતી રીતે અનિષ્ટ લાગતી વૃત્તિમાંથી વધુમાં વધુ ઇષ્ટ મેળવવા અને એને કોઈ ચોક્કસ નિયમનમાં રાખી સમાજજીવનની રક્ષા કરવાની ઇચ્છાથી આ લગ્નપ્રથાઓ યોજાઈ હશે.

આપણે આજ પર્યંત કેટકેટલી લગ્નપ્રથાઓનો અનુભવ લઈ લીધો એ જણાવવાનો મારા પત્રનો ઉદ્દેશ નથી, સાચું પૂછો તો મને ખબર પણ નથી. હું તો માત્ર 'આજ'ને લક્ષમાં રાખીને લખું છું. હું મને જોઉં છું, તમને જોઉં છું. આજે આપણા સમાજમાં અને પરસમાજમાં પેલી વૃત્તિને સંતોષવાના જે જે માર્ગો યોજાય છે તે વિષે થોડુંક જાણું છું. એ બધું લક્ષમાં રાખી, મારી ને તમારી સ્થિતિ વિચારી, મને જે વિચારો સૂઝે છે તે મૂકું છું.

મને ખરેખર એમ લાગે છે કે આ પ્રશ્ન અતિ ગંભીર છે અને જીવનમાં દરેકને એક વખત એ પ્રશ્ન વિચારવો જ પડે છે. માનવજાતે કરેલા અખતરાઓ હજી પૂરા નથી થયા અને કદાચ કોઈ દિવસ પૂરા નહિ થાય. આ એક સનાતન સમસ્યા છે. હું–વામનજી એનો નિકાલ શું લાવવાનો હતો! પણ આ પત્રો દ્વારા હું એ મહાપ્રશ્નને માત્ર સ્પર્શી શકું અને આંધળિયાં કરી દોડયા જતા આપણા જુવાનોને જરા ઊભા

રાખી વિચારમાં નાખી શકું તો મને સંતોષ છે. હું જાણું છું કે આ પત્રો કોઈના પ્રશ્નોનો ઉકેલ નહિ આપી શકે- ઉકેલ આપવા જેટલી આર્ષદ્રષ્ટિ મારામાં છે પણ ક્યાં ? – માત્ર ઉકેલ લાવવાની મથામણમાં આ પત્રોથી સહેજ ટેકો પણ મળશે તો મને નિરાંત થશે.



## ૩

# અપરિણીત જુવાનો

**માણસ** જન્મે છે ત્યારે મા, બાપ, ભાઈ, બેન વગેરેના સંબંધો સાથે લઈ આવે છે, પણ કોઈ પતિ કે પત્નીનો સંબંધ સાથે લઈને નથી આવતું. માતાપિતા વિના બાળક ન સંભવી શકે પણ સ્ત્રી વિના પુરુષ અને પુરુષ વિના સ્ત્રી સંભવી શકે; એટલે પતિ કે પત્ની માણસે મેળવવાની વસ્તુ છે, એ સંબંધ જન્મથી સાથે નથી આવતો, માણસે પોતે એ કેળવવાનો છે ને બાંધવાનો છે. આપણે સહજ વિચાર કરીએ તો એમ લાગે છે કે આ સંબંધ ફરજિયાત ન હોઈ શકે, અમુક ઉંમરનું બંધન પણ ન હોઈ શકે, કારણ કે માણસને જ્યારે જરૂર ઊભી થાય ત્યારે જ એ સંબંધ બાંધે. જરૂર ઊભી ન થાય તો ન પણ બાંધે.

એ રીતે વિચારતાં તો ક્ષણભર એમ લાગે છે કે અપરિણીત સ્થિતિ એ માણસની જન્મગત–સ્વાભાવિક સ્થિતિ છે, લગ્ન એ કંઈ સ્વાભાવિક સ્થિતિ નથી. પણ આપણે સમાજમાં તો એથી ઊલટું જ જોઈએ છીએ. કોઈ પરણે એમાં આપણને કશું જ અસ્વાભાવિક નથી લાગતું. કોઈ ન પરણે

એમાં જરૂર એવું લાગે છે. પુખ્ત ઉંમર થયા પછી શરીર, બુદ્ધિ તંદુરસ્ત હોય ને લગ્ન ન કરતું હોય તો આપણને એનું કારણ જાણવાની જિજ્ઞાસા થશે. ખરેખર તો એવી જિજ્ઞાસા ન થવી જોઈએ, ઊલટું એવી જિજ્ઞાસા તો કોઈ પરણે ત્યારે થવી જોઈએ.

પણ આપણે સહેજ જ વિચાર કરશું તો આ જિજ્ઞાસા થવાનું કારણ સમજાઈ આવશે. માણસમાં પેલી દુર્દમ વૃત્તિ પડેલી છે એ તો સ્પષ્ટપણે સૌ માને જ છે. એ વૃત્તિને માર્ગ આપ્યા વિના આરો જ નથી એમ પણ સૌએ સ્વીકારી લીધું છે. એટલે એને માર્ગ આપવાનો જે સમાજ–માન્ય માર્ગ છે તે માર્ગ કોઈ લે તો કોઈને કશું જ આશ્ચર્ય ન થાય. સાવ સ્વાભાવિક લાગે. પણ કોઈ એ માર્ગ ન લે તો સૌને એ પ્રશ્ન ઊઠે છે કે એણે પેલી દુર્દમ વૃત્તિ સાથે કઈ રીતે ફેંસલો કર્યો? એ વૃત્તિને જો એ આ રાજમાર્ગે નથી વાળતો તો ક્યાં લઈ જાય છે? અથવા એનું દમન કરે છે તો શી રીતે કરે છે ને એમાં ફાવે છે કે નહિ? માણસના મનમાં આવા પ્રશ્નો ઊઠે છે, અને એટલે અપરિણીત જીવન ગાળવાનો નિશ્ચય કરી બેઠેલા માણસ પાસે સમાજ પોતાની આ શંકાઓના જવાબની આશા રાખે છે.

લોકો જેટલી જિજ્ઞાસા રાખે તે બધી સંતોષવાને આપણે બંધાયેલા નથી પણ આપણી પોતાની સ્થિતિ સમજવા માટે આપણે અપરિણીત હોઈએ કે રહેવા માગતા હોઈએ તો

આપણી જાતને ઉપરના પ્રશ્નો પૂછવા જરૂરી છે. આપણે એમ નહિ કરીએ તો આપણને પોતાને આપણી ચિત્તવૃત્તિઓનું ભાન નહિ રહે અને આપણે ગમે ત્યાં ફેંકાઈ પડશું.

આ પ્રશ્ન મેં એટલા માટે ઉપાડયો છે કે આજે 'મારે નથી પરણવું' એવું આપણે ઘણાં છોકરા-છોકરીઓ પાસેથી સાંભળીએ છીએ. આ જવાબનું મૂળ તો શોધવું જોઈએ. હું જાણું છું કે આવો જવાબ આપનારાંઓમાં ઘણી મોટી સંખ્યા છે કે જે પોતાની ઇચ્છા પ્રગટ ન કરી શકવાના કારણે જ એવો જવાબ આપે છે, પણ એવી સંખ્યા બાદ કર્યા પછી પણ એક એવો મોટો સમૂહ રહે છે કે જે ઉપરનો જવાબ નિખાલસપણે આપે છે.

આવો જવાબ આપનારાંઓનું આપણે જરા પૃથક્કરણ કરીએ. મને વિચાર કરતાં એમ લાગે છે કે આવા જવાબ આપનારાંઓના ચાર વર્ગો પાડી શકાય.

એક વર્ગ તો એવો છે કે જેને આપણે પૂછીએ કે 'શા માટે નથી પરણવું?' તો કશો જ જવાબ નહિ આપી શકે, જાણે ન પરણવાની અથવા એવું બોલવાની આજે 'ફેશન' ચાલતી હોય એમ એ વર્તે છે.

બીજો વર્ગ એવો છે કે જે એમ કહે છે કે, 'મારે યોગ્ય કન્યા મળતી નથી,' અને એ કન્યાની શોધ કરતો હોય છે.

ત્રીજો વર્ગ એવો છે—ને એમાં આપણામાંના ઘણાનો

સમાવેશ થઈ જાય–કે જે આવો જવાબ આપે છે: 'આમાં ક્યાં લગ્ન કરી શકાય? જે સમાજમાં આટલાં પાપ પ્રવર્તે છે, જે સમાજ અઢી કરોડ જેટલી વિધવાના નિઃશ્વાસોથી પ્રતિદિન ક્ષય પામતો જાય છે, જે સમાજે કરોડો માણસોને અસ્પૃશ્ય લેખ્યા છે અને સૌથી મોટું તો જે સમાજ ભૂંડામાં ભૂંડી ગુલામી ભોગવી રહ્યો છે–આ સ્થિતિમાં લગ્ન શી રીતે થાય? ગુલામોની સંખ્યામાં એકનોય ઉમેરો કેમ કરાય?' આ જવાબ આપણાથી અજાણ્યો નથી.

ચોથો એક નાનો–અતિ નાનો–વર્ગ એવો છે કે જે સ્પષ્ટ પણ અતિ નમ્રપણે એવો જવાબ આપે છે: 'એ વિચાર હું કરી શકતો જ નથી. એ રીતે જીવવું એ જીવનનો હેતુ ન હોઈ શકે. મારામાં રહેલી એ વૃત્તિને હું જનકલ્યાણની કે આત્મકલ્યાણની પ્રચંડ શક્તિના રૂપમાં ફેરવી નાખીશ. હું ભલે કંઈ કરી શકું. કે ન કરી શકું, પણ પરણી તો નહિ જ શકું.' આ નાનકડા વર્ગમાં વસતા વિરલ મનુષ્યોને પણ આપણે જોયા છે.

હવે આપણે જરા તપાસીએ કે આપણે ખરેખર કયા વર્ગમાં છીએ? વિચાર કરતાં આપણને એમ પણ લાગશે કે કેટલીક વાર તો આપણે ચારે ય વર્ગમાં ઘૂમતા હોઈએ છીએ અને વિશેષ વાર બીજા અને ત્રીજા વર્ગમાં હોઈએ છીએ.

આપણો વર્ગ આપણે જો નક્કી કરશું તો લગ્નનો

પ્રશ્ન પોતા પૂરતો વિચારવો, પ્રમાણમાં સહેલો થશે. મને પોતાને અનુભવ અને અવલોકન ઉપરથી જણાયું છે કે ન પરણવાની વાત કરનારા એ ચાર વર્ગોમાંથી ખરેખર તો છેલ્લો વર્ગ જ અપરિણીત રહે છે, બાકીના ત્રણેય, વહેલા યા મોડા, પરણી જાય છે. જોવાનું તો એ છે કે પોતાની જાતનું બરાબર નિરીક્ષણ ન કર્યું હોવાના કારણે એ ત્રણે વર્ગના લોકો પોતાને અને સમાજને કેવું નુકસાન કરી રહ્યા હોય છે!

પહેલા વર્ગ વિષે તો કશું કહેવાનું જ નથી. એ તો વહેલામાં વહેલો પરણી જ જશે. એના વિષે બહુ ભયનું કારણ પણ નથી.

બીજા વર્ગનો માણસ જો વિવેકશીલ ન હોય તો મોટામાં મોટા ભયરૂપ છે, કારણ કે એ પોતાને લાયક કન્યા શોધતો હોય છે અને એટલે એની નજર સામે આવતી લગભગ દરેક કન્યાને એ દૃષ્ટિએ જ જુએ છે ને પોતે નીચો ને નીચો ઊતરતો જાય છે.

ત્રીજો વર્ગ ભયકારક નથી પણ એ આત્મવંચના કરી બેસે એવી બીક તો ખરી જ. કારણ કે લગ્નની ઇચ્છા બહુ જ પ્રબળ થાય ત્યારે એ પોતાના લગ્નજીવનથી જ સમાજનો ઉદ્ધાર થઈ જશે એવું માનતો થઈ જાય છે. પોતાની મર્યાદા અને શક્તિ—અશક્તિનો અંદાજ કાઢી પોતે પરણ્યો છે એમ માનવાને બદલે રાષ્ટ્ર કે સમાજને ખાતર પરણ્યો હોય એવી ભ્રમણામાં પડે છે.

ચોથા વર્ગ વિષે કાંઈ કહેવાનું નથી. નીરોગી સમાજમાં એવો વર્ગ અતિ જૂજ પણ રહેશે જ. અને નીચેના ત્રણેય વર્ગોએ એ વર્ગને પોતાનું પરિણીત અવસ્થા પછી પણ નિશાન રાખવું પડશે.

આ ચારેય વર્ગનું વિશેષ પૃથક્કરણ આપણે હવે પછીના પત્રોમાં પ્રસંગ આવ્યે કરીશું. અહીં એટલું જણાવવું જરૂરી છે કે આ વર્ગ પાડવાનો કે પૃથક્કરણ કરવાનો હેતુ માત્ર એટલો જ છે કે આપણે ક્યાં છીએ તે આપણે સમજીએ અને આપણે ક્યાં જવું જોઈએ તે વિચારીને નક્કી કરીએ.



૪

# ‘અનિવાર્ય અનિષ્ટ’

**એટલું** તો આપણે સમજ્યા કે ચાર વર્ગોમાંથી એક ર્ગજ એવો છે કે જે સાચેસાચ ન પરણવાનો નિશ્ચય કરી ઠો હોય છે. લગ્નનો વિચાર એના મનમાં ક્ષણભરને માટે ણ સ્થાન પામતો નથી. એ વિચાર એના મનમાં સ્થાન ામે તો એ પોતે સ્થાનભ્રષ્ટ થાય—એટલે ત્રીજા કે બીજા ર્ગમાં જઈ પહોંચે.

વિચારમય જીવન ગાળનારાઓમાં એક વિચાર એવો વર્તે છે કે આપણે જીવનભર અપરિણીત જ રહેવાનું છે ોવો ખ્યાલ રાખીને જ ચાલવું જોઈએ. લગ્ન કર્યા વિના જ ચાલે એવી સ્થિતિ ઊભી થાય તો એને એક અનિવાર્ય ાનિષ્ટ ગણીને સ્વીકારવું જોઈએ. લગ્ન કરવામાં આપણે ઈક ને કંઈક નીચે ઊતરીએ છીએ એનો સ્પષ્ટ ખ્યાલ ાવો જોઈએ અને એવો ખ્યાલ હોય તો જ લગ્ન પછી ણ ઉપર ચડવાની—પરિણીત સ્થિતિ હોવા છતાં ચોથા વર્ગમાં વાની—મનોવૃત્તિ કાયમ રહે અને જીવનમાં એની પ્રાપ્તિ રવી એ એક મહદ્ હેતુ થઈ પડે.

આ વિચાર સાથે તો આપણે ઘણે અંશે મળતા થઈ શકીએ એમ છીએ. આ વિચારમાં ઉપર ચડવાની, પુરુષાર્થ ખેડવાની ઉદાત્ત વૃત્તિ પડેલી છે, પણ એનું ભયસ્થાન જોઈ લેવા જેવું છે.

ઉપરની રીતે વિચારનારાઓ એમ પણ કહે છે કે બાળકોને ઉછેરવામાં પણ તેઓ આજીવન બ્રહ્મચર્ય પાળવાનાં હોય એવી દૃષ્ટિ રાખવી જોઈએ. એટલે મનુષ્યનો પ્રચંડમાં પ્રચંડ પુરુષાર્થ તો બ્રહ્મચર્ય માટે જ હોવો જોઈએ.

આ વિચાર પણ મને બરોબર લાગે છે, પણ એમાંયે એક ભયસ્થાન છે. પહેલાં આપણે એ વિચારી લઈએ.

બાળકો બ્રહ્મચારી જ રહેવાનાં હોય એ રીતે આપણે એને ભલે ઉછેરીએ, પણ એનો અર્થ એવો તો નથી જ કે આપણે એવી રીતે ઉછેરશું એટલે એ બ્રહ્મચારી રહેશે જ. આપણને સૌને ખ્યાલ છે કે બાળક એ માટીનો પીંડો નથી કે એનો ઇચ્છિત ઘાટ ઘડી શકાય. બાળક પોતે અનેક સંસ્કારો લઇને જ જન્મે છે અને ત્યારપછી માબાપની જ નહિ પણ આખી દુનિયાની અસર ઓછાવત્તા પ્રમાણમાં એના ઉપર પડયા કરે છે એટલે માબાપની શુભ નેમ અને પ્રબળ પ્રયત્નો છતાં હજારમાંથી નવસો નવાણું બાળકો તો મોટાં થયે પરણવાનાં જ છે. અને હજારમાં એક ન પરણવાનું હોય તે પણ લગ્ન વિષે, જીવન વિષે, વિકારો વિષે જાણવાનું

તો છે જ, એનામાં એ વૃત્તિનું પોતે જોઈ શકે એવું પ્રગટીકરણ પણ થવાનું જ છે. એટલે બાળકને બ્રહ્મચારી રાખવું એવા ખ્યાલથી એના કાને લગ્નની, વિકારની, શરીરની કે ગુહ્યેન્દ્રિયોની વાત પણ ન જવા દેવાનો મિથ્યા પ્રયત્ન ન કરવો જોઈએ. આપણે જોઈ ગયા કે એવી વાતોથી કે કેવળ વાતાવરણથી જ એ વૃત્તિ નથી ઉદ્‌ભવતી, એ વૃત્તિ આપણામાં છે જ.

પણ આ ઉપરથી કોઈ એવું ન સમજે કે બાળક પરણવાનું જ હોય એવી દૃષ્ટિ રાખીને એને તાલિમ આપવી અને એની વૃત્તિને થાબડ્યા કરવી. મારું કહેવાનું તો એમ છે કે બાળકમાં પડેલી એ દુર્દમ વૃત્તિને સન્માર્ગે વાળવાના બધા પ્રયત્નો કરવા અને એની આજુબાજુ બ્રહ્મચર્યનું જ વાતાવરણ ફેલાવવું, પણ સાથે સાથે જ જે બન્યું છે, આજે બને છે ને બનવાનું છે, તે લક્ષમાં રાખીને આપણે એને તાલિમ આપવી જોઈએ. આપણે એમ નહિ કરીએ તો બાળક, આપણો ગમે તેટલો જાપ્તો હશે તોપણ, એ તાલિમ ભૂંડામાં ભૂંડી રીતે ગમે ત્યાંથી મેળવી લેશે અને આપણા આશ્ચર્ય વચ્ચે આપણી આશા કરતાં એ બાળક જુદું જ થશે.

આપણે સખેદ જાણીએ છીએ કે આપણી શેરીઓમાં રમતા બાળકમાં પેલી વૃત્તિનો આવિર્ભાવ થવો જોઈએ તેના કરતાં ઘણો વહેલો થાય છે અને એની માનસિક કે શારીરિક

શક્તિઓ અણખીલેલી હોય ત્યાં જ એ વૃત્તિ ન રોકાય એવી બળવાન બની જાય છે. આમ બનવાનું મોટામાં મોટું કારણ આજુબાજુનું વાતાવરણ અને અજ્ઞાન છે. બાળક બ્રહ્મચારી જ રહેવાનું છે એ ખ્યાલે કેળવણી આપવાનો અને ઉછેર કરવાનો વિચાર મને આ રીતે વધુ લાભદાયી લાગે છે કે તેથી બાળકની પેલી વૃત્તિ મોડામાં મોડી આવિર્ભાવ પામશે અને એ આવિર્ભાવ પામશે ત્યારે તે એને સમજતું હશે.

આટલા ઉપરથી તમે સમજ્યા હશો કે માબાપના અને કેળવણીકારના એવા કોમળ અને વિવેકશીલ પ્રયત્નો હોવા જોઈએ કે બાળકોમાં એ વૃત્તિનો આવિર્ભાવ શકય તેટલો મોડો થાય અને એ પહેલાં બાળકની બીજી શક્તિઓ પ્રમાણમાં ઠીક ઠીક વિકસી જાય, જેથી એ પેલા આવિર્ભાવને સમજી શકે અને સ્વયંપ્રેરણાથી નિયમનમાં રાખી શકે.

આ તો બાળકને કેળવવાની અને ઉછેરવાની વાત થઈ, પણ આપણે જે ગમે તેવી કેળવણી ને સંસ્કારો લઈ મોટા થઈ ગયા છીએ અને આ પ્રશ્નને જાતે જ વિચારીએ છીએ તેમનું શું? લગ્નને એક અનિવાર્ય અનિષ્ટ સમજીને સ્વીકારવું જોઈએ એ વિચાર સાથે હું મળતો થાઉં છું, પણ એ અનિષ્ટથી બચવાના પ્રયત્નો માણસે ક્યાં સુધી કરવા જોઈએ એ એક વિકટ પ્રશ્ન છે. માણસ એના વિકારો જોડે ઝઘડતાં ઝઘડતાં ક્યારે એવી સ્થિતિમાં આવી પહોંચે છે કે જો એ

'અનિષ્ટ' ન સ્વીકારે તો એથીયે મોટું અનિષ્ટ એને વહોરવું પડે? ગમે તેવી સ્થિતિ આવી પડે પણ જો પ્રયત્ન જ કર્યા કરવાનો હોય તો તો જિંદગીમાં પરણવાનો સવાલ જ રહેતો નથી, અને તો પછી મનુષ્યજીવનનો હેતુ ન પરણવા માટેનો પ્રયત્ન જ માત્ર બની રહે.

બ્રહ્મચર્યની ગમે તેટલી મોટી કિંમત આપણે આંકીએ પણ જો એને જનનેંદ્રિયસંયમના અર્થમાં જ લઈએ તો જીવનમાં શું એ એક જ ગુણ કે શક્તિ ખીલવવા જેવી છે? વ્યક્તિજીવનમાં ને સમાજજીવનમાં બીજા એવા ધર્મો નથી કે જો માણસે જીવવું હોય તો એ બજાવવા જ જોઈએ? વળી એમ પણ થાય છે: કોઈ પણ એક ગુણ કે શક્તિની ખીલવણી બીજી શક્તિઓ તરફ બેદરકાર રહીને થઈ શકે? માણસ જો જડ યંત્ર ન હોય—અને નથી જ—તો બીજા એક પણ ધર્મનો સ્પર્શ એને થયા વિના કેમ રહે? ઇચ્છા અને પ્રયત્નપૂર્વક જ પોતાને જડ બનાવવાનો—જડભરત જેવા થવાનો—પ્રયત્ન વિચારશીલ માણસ કેમ કરે?

આ પ્રશ્ન કઠિન છે, પણ એમાં આપણે જેટલા ઊંડા ઊતરી શકીએ તેટલા ઊતરવું જ જોઈએ, કારણ કે આદર્શ જીવન જીવવા ઇચ્છનારને આ પ્રશ્ન અતિ મૂંઝવે છે. તમે અને હું તો જાણીએ છીએ કે પેલા 'અનિષ્ટ'નો સ્વીકાર કરવાની સ્થિતિ ક્યારે આવે છે એ ભાગ્યે જ કોઈ જાણી

શકે છે. આપણને એ પણ ખબર છે કે સ્વીકારની અને અસ્વીકારની અથડામણે કેટલાકને જડભરત બનાવી દીધા છે ને કેટલાકને નિરંકુશ સ્વેચ્છાચારી બનાવ્યા છે. એવા પણ અનેક છે કે જે આજેય નક્કી ન થઈ શકવાના કારણે ઝૂરતા હોય ને માથાં પછડાતા હોય.

આપણે આ જટિલ પ્રશ્નનો વિચાર હવે બીજા પત્રોમાં વિશેષ ઊંડાણથી કરીએ.



## ૫

# લગ્ન ક્યારે સ્વીકારવું?

જીવનમાં વણી લેવા જેવા ગુણો-સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ ઇત્યાદિના સ્થૂલ અર્થનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે એ બધા જ એકબીજાથી તદ્દન સ્વતંત્ર લાગે છે, પણ જ્યારે સૂક્ષ્મ વિચારમાં ઊતરી જઈએ છીએ ત્યારે બધા વચ્ચે બહુ ઓછો તફાવત જણાય છે. મેં મારા કાગળમાં બ્રહ્મચર્ય શબ્દ વાપર્યો છે તેનો મેં બહુ પ્રચલિત જે અર્થ છે તે જ લીધો છે. હું જાણું છું કે પ્રચલિત અર્થ છે તે ઘણો અધૂરો છે ને એનો સૂક્ષ્મ અર્થ ન જાણીએ ને ન આચરીએ તો પ્રચલિત અર્થનું બ્રહ્મચર્ય આચરવું લગભગ અશક્ય થઈ પડે છે. પણ મારા પત્રોનો ઉદ્દેશ લગ્ન જેવી જટિલ સમસ્યાને જ માત્ર સ્પર્શ કરવાનો છે એટલે હું બીજામાં બહુ ઊંડો નહિ ઊતરું. એની સૂક્ષ્મતાનો જરૂર પૂરતો જ ઉલ્લેખ કરીશ.

આપણાં આજનાં લગ્નોમાં જે દોષો પ્રવર્તે છે તે અને એ દોષોમાંથી નીકળી જવા માટે આજે જે માર્ગો લેવાય

છે તેના ગુણદોષની ચર્ચા હું આગળ ઉપર કરીશ. અત્યારે તો અપરિણીત અવસ્થામાંથી માણસે પરિણીત જીવન ક્યારે સ્વીકારવું જોઈએ એ જ માત્ર જણાવવા ઇચ્છું છું. એક વર્ગ એવો છે ને વધતો જાય છે, જે બ્રહ્મચર્ય કોઈ અદ્ભુત વસ્તુ છે એમ માનતો નથી. બ્રહ્મચર્યભંગના દોષોને એ બહુ હળવી નજરે જુએ છે. એને લગ્ન એ નકામી ને બંધનમાં નાખનારી પ્રથા લાગે છે. પણ એની ચર્ચાયે આપણે અત્યારે નહિ કરીએ. અત્યારે તો ઉપર જણાવેલા વિચારમાં જ આપણે ઊંડા ઊતરીએ.

કોઈ પણ હેતુપૂર્વક પણ માણસ ન પરણવા માગતો હોય અને એના ન પરણવાના ખ્યાલમાં બ્રહ્મચર્યનો ભાવ રહેલો હોય તો એણે પોતાની જાત સાથે રાતદિવસ ઝઘડ્યા જ કરવું પડશે. આપણે જોયું કે આપણા દરેકમાં વિષયેચ્છાની વૃત્તિ છે, એટલું જ નહિ પણ આપણે અનુભવી શકીએ એવું એનું પ્રગટીકરણ પણ થઈ ગયું છે. હવે તો સવાલ એ જ રહે છે કે આપણે એ વૃત્તિને જરીયે મોકળી મૂકવી કે ન મૂકવી ?

આપણે ક્યાં જન્મવું તે આપણા હાથમાં નહોતું, આપણો કેવો ઉછેર થવા દેવો તે પણ હાથમાં નહોતું, આપણને કઈ કેળવણીની જરૂર છે ને આપણા હૃદય ઉપર કેવા સંસ્કારોનો પાસ લાગે તો આપણું કલ્યાણ થાય વગેરે કશું જ નક્કી કરવાનો અધિકાર આપણા પાસે નહોતો.

એટલે આનો અર્થ એ જ કે આપણે કેવા થવું એ આપણા હાથની વાત નહોતી. પણ આ બધું તો નહોતા સમજ્યા ત્યાં સુધી. પરંતુ હવે? હવે આપણે વિચારીએ છીએ, જેમ દુનિયાનું જ્ઞાન મેળવીએ છીએ તેમ આપણી જાત વિષે પણ જો ઊંડા ઊતરીએ તો રોજ નવું ને નવું જાણીએ છીએ. કેટલીક વાર આપણી જાત આપણને ખૂબ જાળાંઝાંખરાં વધી ગયેલા પડતર ખેતર જેવી લાગે છે. અને આપણે માટે કોઈ એ કામ તૈયાર કરી મૂક્યું હોય ને, એવું લાગે છે.

ગમે તે રીતે તૈયાર થયેલા આપણે જ્યારે વિચારમય જીવન જીવીએ છીએ ત્યારે આપણને આપણી જાત માટે અસંતોષની અને ક્યારેક તો ધિક્કારની લાગણી છૂટે છે. તેમાંયે આપણી અણસમજમાં આપણે દોષિત જીવન જીવ્યા હોઈએ તો તો આપણા દુઃખનો પાર નથી રહેતો. આપણી બળતરા ઓછી કરવા માટે આપણે એ દોષને અણસમજનો ગણી મનમાંથી એ વિચારને કાઢી નાખવા પ્રયત્ન કરીએ છીએ. ક્યારેક તો એટલે સુધી વિચારીએ છીએ કે, ‘એ દોષ તો મારો નથી, મારાં માબાપનો છે. શિક્ષકનો છે, કુટુંબનો છે, પાડોશીઓનો છે, સમાજનો છે.’ પણ આપણા ચિત્તમાં ખરી શાંતિ થતી નથી. કારણ કે એ દોષ ગમે તેનો હોય, એનાં દુષ્પરિણામ તો વધુમાં વધુ આપણે જ ભોગવવાં પડે છે. આ દોષ કોઈ ચીજ–વસ્તુ લેતા–મૂકતા હોઈએ એવી સામાન્ય ક્રિયા નથી હોતી, એ તો મન ઉપર ઘેરી છાપ

મૂકીને જાય છે. આપણે ભલેને ન સમજતા હોઇએ પણ આપણા જ્ઞાનતંતુ ઉપર અસર કરી એને એ તાણ આપે છે ને એ તાણનું પરિણામ આપણે લાંબા કાળ સુધી ભોગવવું પડે છે.

એટલે આપણા જીવનની સમજપૂર્વકની કે અણસમજપૂર્વકની પ્રત્યેક ક્રિયા આપણા મનને અમુક વલણ અને અમુક ઘાટ આપી જાય છે અને એટલે જ નાનપણના દોષો આપણને દુઃખકર થઈ પડે છે.

મેં આ કાગળમાં પૂર્વજન્મની વાત ઇરાદાપૂર્વક નથી છેડી. હું પોતે સંપૂર્ણપણે એમાં માનું છું. આપણું આજનું ચિત્ત એ અનેક કાળનો પરિપાક છે. એમાં દેખાતી, અર્ધદેખાતી અને ન દેખાતી કેટલીયે વૃત્તિઓ છે કે જે અગણિત વર્ષો થયાં આપણી સાથે અવતર્યા કરતી હશે. પણ આપણને પૂર્વજન્મ વિષે વિચારવાની બહુ જરૂર નહિ પડે. આ કાગળો એમાં માનનાર કે ન માનનાર માટે નથી. આ કાગળ તો આપણે જોઈ શકીએ છીએ ને જાણી શકીએ છીએ એટલી વસ્તુને ધ્યાનમાં રાખીને જ લખું છું.

એટલે સારામાઠા સંસ્કારોના બનેલા આપણે ધીમે ધીમે એમ સમજતા થઇએ છીએ કે બ્રહ્મચર્ય એ જીવનનું પરમ સત્વ છે ને કોઈ પણ ભોગે એને ટકાવવું જ જોઇએ. આપણાં સંયમના પ્રયત્નોમાંથી અને સ્ખલનોમાંથી આપણને એની

શક્તિની પ્રતીતિ થાય છે. "ગમે તેમ થાય, પરણાય તો નહિ જ. મૂલ્યવાન મોતી કેમ ફેંકી દેવાય ?" આ વિચારે આપણે અપરિણીત રહેવા માટે પુરુષાર્થ કરીએ છીએ.

મેં ગયા પત્રમાં કહ્યું કે માણસનો પ્રયત્ન તો અપરિણીત સ્થિતિમાં ટકવાનો જ હોય, પણ જો એમાં ન જ ટકી શકે તો એણે 'અનિવાર્ય અનિષ્ટ' સમજી લગ્નનો સ્વીકાર કરવો. આપણને ત્યારે જ એ પ્રશ્ન થયો હતો કે એવી સ્થિતિ આવી છે એમ ક્યારે જણાય ?

મનમાં ક્યારેક ક્યારેક વિકારનો ઝબકારો આવી જતો હોય તો એમ માનવું ?

કિશોરવયમાં કરેલા દોષો અનેક રૂપો લઈ મધરાતની નિદ્રામાં છાતી ઉપર ચડી બેસતા હોય કે મનમાં પ્રસરી જતા હોય તો એમ માનવું ?

કંઈ ન સમજાય એવી અકળામણ થવા લાગે ત્યારે એમ ધારવું ?

ક્યારે ખબર પડે કે હવે એ સ્થિતિ આવી પહોંચી છે કે એ 'અનિવાર્ય અનિષ્ટ'નો સ્વીકાર કરવો જ પડશે ?

ભલેને ગમે તેવો જ્ઞાની ને અનુભવી માણસ હોય, પણ આ પ્રશ્નનો બીજા માટે સ્પષ્ટ જવાબ નહિ આપી શકે. આવી સ્થિતિ આવી છે કે નહિ તે તો પોતની જાત સિવાય કોઈ નક્કી ન કરી શકે. આપણે આદર્શ જીવન જીવવા ઇચ્છનાર પાસે

એક આશા તો રાખી જ છે કે એ વિચારપૂર્વક જીવનાર હશે, એટલે કોઈ પણ વસ્તુ કે વિચારને જડતાથી વળગી નહિ રહે. પોતાની જાતનું પ્રતિક્ષણે પરીક્ષણ કરતો રહેશે. એવો માણસ જ પોતાની સ્થિતિને સારી અને સાચી રીતે સમજી શકશે.

આપણે જાણીએ છીએ કે મોટા ભાગના માણસોને આ વિચારશક્તિ પ્રાપ્ત નથી હોતી. મને તો એમ થાય છે કે જે માણસમાં એટલી વિવેકજાગૃતિ ન હોય એણે બ્રહ્મચારીજીવન ગાળવાનો વિચાર છોડી દેવો જોઈએ. જે પોતાની સૂક્ષ્માતિ-સૂક્ષ્મ ક્રિયાઓ ઉપર ચોકી ન રાખી શકતો હોય એણે પરિણીત જીવન સ્વીકારી સંયમી બનવા મથવું જોઇએ.

મારા આ વિચારો બહુ સારા ને સાચા લાગશે છતાં વાંચનારને સ્પષ્ટ નહિ લાગે. હું ગમે તેટલું સ્પષ્ટીકરણ કરીશ તોયે વિચારનું મોઘમપણું દૂર નહિ થઈ શકે, કારણ કે દરેક માણસનું જીવન જુદીજુદી રીતે ઘડાયું હોય છે. આપણી ચિત્તવૃત્તિનું આપણા પોતાથી પૂરું પરીક્ષણ નથી થઈ શકતું ત્યાં બીજાથી શી રીતે થાય? છતાં થોડાક સાદા વિચારો હું મારી જાતના પૃથક્કરણ ઉપરથી અને મિત્રોના એમની પાસેથી સાંભળેલા પૃથક્કરણ ઉપરથી મૂકું છું. મને લાગે છે કે વિચારનાર માણસને એ વિચારો ઉપયોગી થઈ પડશે.

પણ એ માટે આપણને બીજો પત્ર જોઈશે.



૬

# એક જુવાનનું ચિત્ર

આપણા સમાજમાં પચીસેક વર્ષની ઉંમર વટાવી ગયા પછી પણ અપરિણીત સ્થિતિનો આગ્રહ રાખનારા બહુ થોડા જુવાનો છે. ઘણુંખરું તો ન પરણવાની મસ્તી સોળ–સત્તર વર્ષથી શરૂ થાય છે. વીસ–બાવીસ વર્ષે એ ખૂબ તોફાને ચડે છે અને ત્યારપછી મંથન શરૂ થાય છે, અને મોટાભાગના જુવાનો ગમે તેમ પણ પરણી જાય છે. એટલે ખરું જોતાં તો અપરિણીત માણસે ક્યારે પરણવું એના ઉપરની ચર્ચા ઘણાને નકામા જેવી લાગશે, કારણ કે એવા બહુ ઓછા જ માણસો છે. ખરેખર તો પરણનાર માણસોના વિચારદોષો પ્રગટ કરવા જોઈએ એમ ઘણાને લાગશે, પણ હું આ પત્રોમાં લખું છું તે સોળ-સત્તર વર્ષના કુમારોથી માંડીને ઉંમરે અને વ્યવહારે પાકટ થયેલા જુવાનો સુધીના સમુદાયને લક્ષમાં રાખીને લખું છું. કારણ કે મેં પહેલા પત્રમાં કહ્યું તેમ મંથન ભોગવનારાઓનો મોટો ભાગ જે વચ્ચે જ થાકી જાય છે અને ગમે ત્યાં ફેંકાઈ પડે છે, તેના થાકનું મોટામાં મોટું કારણ તો એક જ છે કે

એ પોતે આ વિષયને સ્પષ્ટપણે સમજતો નથી, પોતે કોઈ અજાણ્યા પ્રદેશમાં આવી પડયો હોય તેમ અટવાયા કરે છે અને માર્ગ મેળવવા જ્યાંત્યાં ફાંફાં મારવા લાગે છે. સદ્‌ભાગ્યે કોઈ ડાહ્યો માણસ મળી જાય છે તો એ બચી જાય છે અને નહિ તો દુનિયાના સાવ સામાન્ય માણસો કરતાંયે બૂરી હાલતમાં એ લગ્ન કરે છે.

આ વર્ગને મંથનમાં ઉપયોગી થાય એ માટે આ પ્રશ્નની મેં ઝીણવટથી ચર્ચા કરી છે.

મારે જો આ વિષે બહુ જ ટૂંકમાં લખવું હોય તો હું આમ લખું: 'જીવનના અંત સુધી વિકારો આપણો કેડો છોડવાના નથી, પણ એ કયારેક જ ઝબકી જાય તો ગભરાવાનું કારણ નથી, પરંતુ રાત ને દિવસ સતાવ્યા કરે તો એમ સમજવું કે આપણે એની સામે નહિ ટકી શકીએ. અથવા આપણને ગમે તેટલું દુઃખ થતું હોવા છતાં આપણી આંખ ગમે ત્યાં ભમવા માંડે તો આપણે પરણી જવું અને એ આંખને એક જ જગ્યાએ પરોવવી.'

આ જવાબમાં ઘણું આવી જાય છે, પણ મને એમ થાય છે, હું થોડાક સાચા દાખલાઓ આપી આ જવાબને જરા સ્પષ્ટ કરવા પ્રયત્ન કરું. હું જે દાખલાઓ મૂકું છું તે સાચા છે એટલો વિશ્વાસ રાખજો.

એક મિત્ર છે. જુવાન છે. લગભગ ત્રેવીસ વર્ષની ઉંમર છે. નાનપણ શેરીના છોકરાઓ સાથે ગંદકીમાં ગુમાવ્યું છે.

શાળાજીવન પણ શુદ્ધ નથી. સત્તર વર્ષની ઉમર સુધી કુટેવો સેવ્યા કરી છે. આ મિત્રને અઢારમે વરસે અભ્યાસને અંગે સ્થાનફેર કરવાનું થયું. વાતાવરણ બદલાયું. મિત્રો બદલાયા. થોડા દિવસ તો અકળામણ થઈ. ધીમે ધીમે નવા વાતાવરણમાં શાંતિ મળવા લાગી. વાતાવરણ પવિત્ર હતું. જે સ્નેહીની એના ઉપર વધુ છાપ પડવા લાગી એ જીવનને કોઈ પુનિત વસ્તુ સમું સમજતા હતા. આધ્યાત્મિક દૃષ્ટિવાળા હતા એટલે શરીર પ્રભુએ આપેલી પવિત્ર થાપણ જેવું માનતા હતા. આ સ્નેહીના સંસર્ગે પેલા જુવાનને પલટાવ્યો. જુવાને પોતાના મનની ઊંડી વાતો ત્યાં ખુલ્લી કરી. જરાયે તિરસ્કાર કર્યા વિના પેલા સ્નેહીએ એને આશ્વાસન આપ્યું અને એને સન્માર્ગે વળવાની સલાહ આપી.

ધીમે ધીમે જુવાન મિત્રનું મન ફેરવાવા લાગ્યું. પૂર્વજીવનની સ્મૃતિઓ દુ:ખદ બની. કુટેવો લગભગ છૂટી ગઈ. ક્યારેક ક્યારેક કોઈ અજાણ્યા પ્રદેશમાંથી તોફાન આવી જતું હોય એમ થવા લાગ્યું. પણ એ ગભરાયો નહિ. એણે મન મજબૂત કરી પોતાની જાત ઉપર સારો એવો કાબૂ મેળવ્યો.

એક વર્ષ વીતી ગયાં. એના નવા જીવનમાં વિચારોના અંકુર ફૂટ્યા અને એણે ન પરણવાનો નિશ્ચય કર્યો, સાથે જ જીવનને લોકસેવામાં ખર્ચવાનો સંકલ્પ કર્યો—માત્ર સંકલ્પ જ નહિ પણ સેવાકાર્યમાં ઝુકાવ્યું પણ ખરું.

એની કૌટુંબિક સ્થિતિ બદલાઈ. સેવાકાર્ય છોડવું પડયું. કમાવાની તૈયારી કરવા બીજા જ ક્ષેત્રમાં જવું પડયું. થોડા મહિનામાં છેલ્લાં બે વર્ષનું જીવન ભુંસાઈ જતું હોય એવું લાગ્યું. મનની અપ્રસન્નતાને કારણે મન બહેલાવવાના પ્રસંગો એણે શોધવા માંડયા. શરૂઆતમાં તો બધું એને નિર્દોષ લાગવા માંડયું, પણ થોડા જ મહિનામાં એણે મન ઉપરની તમામ શક્તિ ખોઈ નાખી. એની રાત્રીઓ ભયંકર બની. એની કલ્પના ઉપર મેલના થર ચડવા લાગ્યા. ઇચ્છાએ કે અનિચ્છાએ પણ એ એક મેલા વાતાવરણ વચ્ચે આવી ગયો. પેલા સ્નેહીએ જન્માવેલો સદ્‌વિચાર અંદર બંડ કરવા લાગ્યો. બંને વૃત્તિ વચ્ચે યુદ્ધ શરૂ થયું. જુવાન થાકયો. એને થયું કે, 'હવે શું કરવું ? પરણીને શાંતિ ભોગવવી કે આમ તરફડિયાં મારવાં ?'

એક મિત્રની સલાહ લીધી. એણે તુરત જ પરણી જવાની સલાહ આપી. સામેથી જવાબ મળ્યો: 'પણ મારા આદર્શોનું શું ? મારી ઊંચી ઊંચી ભાવનાઓનું શું ? મેં ન પરણવાનો નિશ્ચય કર્યો છે. હું નહિ પરણું.'

પેલા મિત્રે ફરીને લખ્યું: 'હૃદયનું તળિયું ફાડીને નીકળેલા એ પ્રવાહને લગ્ન કરી વાળી લે, નહિ તો તારું જીવન ધૂળધાણી થઈ જશે !'

એણે ન માન્યું. બીજા મિત્રની સલાહ લીધી. બીજા મિત્રે પણ એવી જ સલાહ આપી, પણ એણે એટલું લખ્યું કે, 'એક વખત ત્યાંના વાતાવરણમાંથી નીકળી શાંતિપૂર્વક તારા મનને તપાસ અને પછી જરૂર જણાય તો લગ્ન કરી નાખ.'

આ સલાહ એને ઠીક લાગી. કુટુંબની અવગણના કરી એ ત્યાંથી ભાગ્યો. પેલા સ્નેહીની છાયામાં આવ્યો, પણ શાંતિ ન મળી. દુ:ખ અને વેદના વધી પડયાં પણ પેલું તોફાન શમ્યું નહિ. એણે પોતાની બધી શક્તિ વિકારોને રોકવામાં ખરચવા માંડી. વચ્ચે એક વસ્તુ સ્પષ્ટ કરું. આ જુવાને એની પડતીના દિવસોમાં પણ કોઈની સાથે કોઈ પ્રકારનો શારીરિક દોષ કર્યો નહોતો, પણ મનની દુનિયામાં કશુંયે કરવામાં મણા નહોતી રાખી.

એણે એક વર્ષ સુધી ન પરણવા માટે વલખાં માર્યાં. અંતે થાકયો અને એના પિતાએ એનું સગપણ કર્યું. ત્યારે એની સાથે ઝઘડયો પણ ટકી શકયો નહિ અને લગ્નજીવનની કશીયે તૈયારી વિના એ પરણી બેઠો.

હું બીજા દાખલાઓ રજૂ કરું ત્યાર પહેલાં આપણે આ જુવાન મિત્રને જરા તપાસી લઈએ. એના શરૂઆતના જીવન વિષે તો એ કંઈ કરી શકે તેમ નહોતું. આપણે પણ એ જવા દઈએ, જો કે એ જીવન જ ખરો પાયો છે, પણ આપણે લાચારીએ એ પાયાની વાત છોડવી પડે છે. ત્યારપછી

એ પેલા સ્નેહી પાસે આવ્યો અને એનામાં મનુષ્યત્વના ગુણો પ્રગટયા. એ વિચારવા લાગ્યો, પોતાના જીવનને તપાસવા લાગ્યો અને ભવિષ્યની તૈયારી કરવા લાગ્યો. આ વખતે એની બુદ્ધિ પ્રમાણમાં સ્થિર હતી. અંતરમાં ઉત્સાહ પણ ખૂબ હતો. પુરુષાર્થ માટેની પૂરેપૂરી અંતઃપ્રેરણા હતી. આ દિવસોમાં એણે જે વિચાર્યું ને નિર્ણયો કર્યા તે સુંદર અને સાચા હતા. પણ એણે પોતાનું જીવનવહેણ બદલ્યું એમાં જબરદસ્ત ભૂલ હતી. ઊછરતા છોડને રક્ષણ માટે જેમ વાડ જોઈએ, ચોક્કસ પ્રકારનાં ફળ ઉગાડવાં માટે જેમ ચોક્કસ પ્રકારની જમીન, ખાતર ને પાણી જોઈએ, તેમ જ બ્રહ્મચર્ય માટે વાડ અને વાતાવરણ જોઈએ જ.

એટલે જ્યારે જીવનવહેણ બદલાવ્યું ત્યારે જ એણે સમજવું જોઈતું હતું કે હું મારું સર્વસ્વ બદલાવું છું. આ વસ્તુ એ સમજ્યો હોત તો કદાચ કશું જ ન બદલાવત અને જો બદલાવવું જ પડત તો પોતાના નિશ્ચયને પુષ્ટિ મળે અને રક્ષણ મળે એવા ક્ષેત્રમાં જ જવાનું પસંદ કરત. ઉપરાંત, બીજા વાતાવરણમાં ગયા પછીની એની સ્થિતિ જોતાં એમ લાગે છે કે એનામાં મૂળથી જ સ્વત્વ ઓછું હશે, વાતાવરણ સરજાવવાની શક્તિ તો નહિ જ હોય પણ વાતાવરણમાંથી પોતાની જાતને દૂર રાખવાની શક્તિ પણ નહિ હોય. બહુ ઓછા માણસોમાં જ એવી શક્તિ હોય છે કે જે ગમે તેવા હીન, દીન, મલિન વાતાવરણમાં જાય છતાં જેના મનની

સ્થિરતા ડગે નહિ. લાખો–કરોડો માણસો તો વાતાવરણના જ જીવ હોય છે. આ જુવાનમાં એ શક્તિ હજી ખીલતી જતી હતી ત્યાં જ એ બીજા વાતાવરણમાં ફેંકાઈ પડ્યો.

ત્યાં ગયા પછી ને ડૂબ્યા પછી પણ એ પોતાની સ્થિતિ ન સમજ્યો. જો સમજ્યો હોત તો એ લગ્ન માટે આવશ્યક તૈયારી કરી લેત, પોતાની મર્યાદા સમજી મનને એ માર્ગે વાળી જ્યાં ત્યાં ભમતું અટકાવત. પણ વિચારશીલતાના અભાવે એણે કરેલા નિશ્ચયનું દોરડું પકડી રાખ્યું. કરેલો નિશ્ચય માત્ર શરીર માટે નહોતો, મન અને વિચાર માટે પણ હતો તે એ ન સમજ્યો અને મનમાં મેલ ઊભરાતો હોવા છતાં પોતે હજી નિશ્ચયમાં મક્કમ છે એમ માન્યા કર્યું અને જીવનને વેદનામય બનાવી મૂક્યું.

આ જુવાને એક બીજી પણ મોટી ભૂલ કરી. વિકારોમાંથી બચવા માટે એણે સાચા ઉપાયો ન લીધા. એણે દુઃખી થયા કર્યું. તરફડિયાં માર્યા કર્યાં પણ વિવેકપૂર્વકના પગલાં ન લીધાં. ખરેખર તો એણે વિકાર પ્રગટાવતી એકેએક ક્રિયાથી દૂર રહેવું જોઈતું હતું. એવી હવાથી દૂર રહેવું જોઈતું હતું અને સૌથી વધારે તો એના માટે–ભલે દુઃખપૂર્વકનું પણ અહોનિશ થતાં ચિંતનથી દૂર રહેવું જોઈતું હતું.

આપણે આ શું નથી જાણતા કે આપણે આપણા દોષો યાદ કરી આપણા ઉપર ચિડાતા હોઈએ છીએ ત્યારે જ એ દોષો હળવેક રહીને આપણામાં દાખલ થઈ જાય છે? આપણે

શું નથી અનુભવ્યું કે દોષથી બચવા માટે શરીર–મનને સતત કામમાં રોકવાને બદલે આપણે એના ઉપર વિચારો કરવા બેસીએ છીએ ત્યારે જ એ વધુ ફાવી જાય છે?

આ જુવાને દુ:ખી થઈ વિકારોનું ચિંતન કર્યા જ કર્યું, ખૂબ ઉદ્વિગ્ન રહી શરીર–મનને નવરાં રાખ્યાં અને વિકારોને સગવડ કરી આપી.

આ રીતે માનસિક શક્તિઓ ગુમાવી ગમે ત્યાં ફૂંકાઈ પડતો હોય એમ એ પરણી બેઠો. પોતાના નાના મોટા સિદ્ધાંતોને પણ એ ન જાળવી શક્યો.

આ જુવાનના જીવન ઉપર વિચાર કરતાં મને એક બીજો વિચાર આવે છે.

હમણાં હમણાં એક શબ્દ બહુ જ પ્રચલિત થયો છે. એ શબ્દ છે તો બહુ વિચારવા જેવો, પણ જે જીવનને ઊંડે સુધી વિચારતા નથી એના હાથમાં એ આવે છે ત્યારે ભારે અનર્થ થાય છે. આ શબ્દ છે-**પ્રત્યાઘાત.**

આ શબ્દનો ઉપયોગ અત્યારે તો એવી રીતે થાય છે કે ઉપર વર્ણવેલા જુવાનને કોઈએ એક વખત સંયમી જોયો હોય ને પછી સ્વચ્છંદી રૂપે જુએ તો તુરત જ એમ બોલી ઊઠે કે, 'પ્રત્યાઘાત, બીજું શું?' પોતે એના જીવનપ્રસંગો તપાસવા માટે જરા પણ તકલીફ ન લે. પ્રત્યાઘાત ખરેખર શું છે ને ક્યારે થાય એ વિચારવા લગીર પણ ન થોભે, પણ

બધી જ વૃત્તિઓને છૂટી–દોર મૂકવી જોઈએ એવા એના મનના વિચારને પુષ્ટિ આપવા સંયમની ક્રિયાઓને હસી કાઢે અને પતનની ક્રિયાને 'પ્રત્યાઘાત' ગણાવી પોતાના વિચારનું સમર્થન કરે.

આપણે બીજા પ્રસંગો તપાસીએ ત્યારપહેલાં આ 'પ્રત્યાઘાત' ને જરા જોતાં જઈએ. એથી પ્રસંગોનું રહસ્ય જાણવાનું આપણને સહેલું પડશે, આ જુવાનના જીવનમાં પણ 'પ્રત્યાઘાત' હોય તો ક્યાં છે તેની આપણને ખબર પડશે.



## ૭

# પ્રત્યાઘાત શું છે?

**મારે** આ કાગળ શરૂ કરતાં પહેલાં તમને જણાવવું જોઈએ કે હું માનસશાસ્ત્રનો અભ્યાસી નથી. પ્રમાણભૂત કહેવાય એવું કશું મેં વાંચ્યું નથી. એના અભ્યાસીઓનાં થોડાંક વ્યાખ્યાનો સાંભળ્યાં છે, પણ એ કંઈ જ્ઞાન ન કહેવાય. હું જે વિષય લખી રહ્યો છું તે માનસશાસ્ત્ર સાથે ખૂબ સંબંધ ધરાવે છે તે હું જાણું છું, પણ મારા લેખનનો મદાર અવલોકન અને અનુભવ ઉપર જ છે, એટલે મારે તમને સ્પષ્ટપણે જણાવવું જોઈએ કે મારા વિચારોને શાસ્ત્રીય વિચારો ન માની બેસતા. તમારા જેવો જ હું છું. મને આવી બાબતોમાં ચીકણા થવાની ટેવ છે એટલે મેં જરા ઊંડે સુધી વિચાર્યું છે. લખવાનો પ્રસંગ મળ્યો છે અને એ ઉપયોગી પણ લાગે છે એટલે લખું છું. આમાં આધુનિક માનસશાસ્ત્રે સ્વીકારેલું સત્ય કેટલું હશે તે તો પ્રભુ જાણે. તમે તો આ પત્રો ધ્યાનપૂર્વક વાંચજો અને વિચારતાં જેટલું સત્ય લાગે તેટલું સ્વીકારજો. મારા જેવા અલ્પજ્ઞનું લખાણ શાસ્ત્રવચન જેવું તો ન હોય. તમારા પાસે સામાન્ય માણસ

કોઈ પણ વિષય વિષે વાત કરે અને એના ઉપર તમે વિચાર કર્યા પછી જ એનાં સત્યાસત્ય વિષે નિર્ણય બાંધો તેમ જ મારા પત્રોની બાબતમાં કરજો એટલી મારી વિનંતિ છે.

આપણે ગયા પત્રમાં 'પ્રત્યાઘાત' શબ્દનો ઉલ્લેખ કર્યો છે તે ઉપર હવે વધુ વિચારીએ.

છેલ્લે કેટલોક વખત થયા આ શબ્દનો હું એવો ઉપયોગ થતો જોઉં છું કે મને એ શબ્દ તરફ જ કોઈ કોઈ વખત અણગમો થઈ આવે છે. તમને એક નાનો દાખલો આપું: હું ઘણાં વરસ થયાં માત્ર શેતરંજી પાથરીને સૂઉં છું. એક રાત્રે હું પથારીમાં આંખો મીંચીને પડ્યો હતો. મારી સાથે રહેતા બીજા મિત્રો જાગતા હતા. બહારથી એક મિત્ર આવ્યા, તેણે મને સૂતેલો જોયો, તેઓ તુરત જ બોલ્યા: '...ભાઈને એવો પ્રત્યાઘાત થવાનો છે કે પછી ત્રણ ગાદલાં પાથરશે.' મેં તુરત જ આંખ ઉઘાડીને જવાબ આપ્યો: 'ત્રણ નહિ પણ સાત પાથરીશ.'

એક બીજો પ્રસંગ: મારા એક મિત્ર સિનેમા જુએ તો છે, પણ અમુક જ ચિત્રો જોવાં એવો એમણે નિયમ કર્યો છે. આ નિયમની વાત થતી હતી ત્યાં એક ભાઈ બોલી ઊઠ્યા: 'પાછળથી એવો પ્રત્યાઘાત થવાનો છે કે રોજ સાંજે થિયેટરમાં જ શાંતિ પામશે.' મારાથી એ બોલનાર સામે કરડી આંખે જોવાઈ ગયું.

એક ત્રીજો પ્રસંગ કહું: મારા એક મિત્ર છે. રાષ્ટ્રસેવક છે. બુદ્ધિશાળી છે એમ લગભગ બધા સ્વીકારે છે. તેઓ દેશની ગરીબી ટાળવા માટે ગરીબના જેવું જીવન ગાળે છે. આ મિત્ર માટે મને કેટલાય ભાઈઓએ કહ્યું: 'તમે એને સમજાવો. આ સ્થિતિનો એવો પ્રત્યાઘાત થશે કે જીરવી જ નહિ શકે!'

આવા તો હું ઘણા દાખલા મૂકી શકું. મારું કહેવાનું તો એ છે કે આ રીતે આ શબ્દનો ઉપયોગ કરી કહેનારા તો એ જ કહેવા માગે છે કે-'કોઈ જાતનું નિયમન ન રાખો.' નિયમન કઠતું હોય તે ન રાખો એમ નહિ, પણ રાખો જ નહિ. સ્વેચ્છાએ પણ કઠણ જિંદગી ન ગાળો! મને કોઈ દિવસ એમની વાત ગળે ઊતરતી નથી. મને તો એમ થાય છે કે આપણે શક્ય તેટલા વિચારપૂર્વક કાંઈ પણ નિયમન સ્વીકારીએ અને પાછળથી એનો પ્રત્યાઘાત થવાનો હોય તો ભલે થાય, એવા પ્રત્યાઘાતની બીકે નિયમનને છોડી નહિ શકાય, અને પ્રત્યાઘાત વખતે જે સ્થિતિ ઉગ્ર સ્વરૂપમાં આવવાની છે તે આજથી જ ભલે ઓછા ઉગ્ર સ્વરૂપમાં પણ શરૂ નહિ કરી શકાય.

મને પોતાને એમ લાગે છે કે કોઈ પણ પ્રકારના બાહ્ય દબાણથી આપણે નિયમન સ્વીકારીએ તો જરૂર પ્રત્યાઘાત થાય. એનું કારણ તો સાવ સમજાય એવું છે. એવું નિયમન આપણું શરીર કે વાણી જ સ્વીકારે છે. આપણું મન તો સ્વચ્છંદે વિહરતું જ હોય છે એટલે ધીમે ધીમે મન એટલું

તો જોરાવર થતું જાય છે કે શરીર અને વાણીને એકદમ પોતાના કબજામાં લઈ, જેમ રોકી રાખેલો પાણીનો પ્રવાહ અસામાન્ય રીતે ધસવા લાગે તેમ જ, બધી ઇચ્છાઓ-વાસનાઓને વેગપૂર્વક બહાર ધકેલે છે.

એવું ઘણી વાર બને છે કે આપણે કોઈ નિયમનને આપણા અંતરનું જ સમજતા હોઈએ છતાં એ બહારનું હોય. દાખલા તરીકે, નાનપણથી જ આપણા મગજમાં નીતિનાં ધોરણો વિષે સમાજે એવા ખ્યાલો ભરી દીધા છે કે આપણને એ ધોરણ અયુક્ત લાગે તોપણ આપણે એ સામે બંડ ઉઠાવી શકતા નથી અને એ ધોરણને સ્થૂળ રીતે વળગી રહીએ છીએ. આમાં પ્રત્યાઘાતને અવકાશ છે, પણ એનું મૂળ આપણે તુરત સમજી શકીએ છીએ. આપણી ભૂલ તો બીજે સ્થળે થાય છે. સમાજે માન્ય કરેલાં નીતિ-નિયમોમાંથી કેટલાંક એવાં પણ છે કે જે આપણે પણ અંતરથી માન્ય કરીએ છીએ. એ નિયમોમાં આપણે વ્યક્તિ અને સમાજની રક્ષા જોઈએ છીએ. હવે આપણી દૃઢ માન્યતા છતાં આપણી અમુક દુર્વૃત્તિ એ નિયમોનું ઉલ્લંઘન કરવા ચાહે છે. આપણે એ વૃત્તિને દબાવવાની ફરજ સમજી દબાવીએ છીએ. આમાં ઘણી વાર એ ભૂલ થઈ જાય છે કે આપણે એ વૃત્તિને દબાવવાનાં કારણો વિષે ભ્રમ સેવતા હોઈએ છીએ. આપણે એમ માનીએ છીએ કે આપણે અંતઃપ્રેરણાથી જ-આપણી પોતાની શુદ્ધ મરજીથી જ-એમ કરીએ છીએ, જ્યારે ઘણી વાર

સાચું કારણ સમાજનો ડર હોય છે. આપણી મરજી કરતાં ઘણી વાર સમાજની બીકના ટકા વધી જાય છે. આપણે આ ભેદ પારખી શકતા નથી. જે નિયમ આપણે સાચો સમજીએ છીએ તે પણ જ્યાં સમાજની બીક ન હોય ત્યાં આપણે પાળીએ કે કેમ એ શંકાનો વિષય છે. બહુ સૂક્ષ્મ રીતે વિચારનાર માણસ જ આવી બાબતમાં પોતાને સમજી શકે.

આ સ્થિતિનો પ્રત્યાઘાત થાય ત્યારે આપણને સૂઝ નથી પડતી. આપણે ડાહ્યા હોઈએ તો એટલું સમજી જઈએ છીએ કે આ પ્રત્યાઘાત એ અકસ્માત નથી પણ મેં જ બળાત્કારે રોકી રાખેલા પ્રવાહનો ધસારો માત્ર છે. જો આપણામાં ધૈર્ય હોય તો એ ધસારો શમીને વહેલામાં વહેલો સામાન્ય પ્રવાહ બની વહેવા માંડે એવા આપણે પ્રયત્નો કરશું, એ ધસારા ઉપર વળી બાહ્ય નિયમન મૂકી એને વધુ પ્રચંડ નહિ બનાવીએ.

પણ આ આઘાત-પ્રત્યાઘાતની ક્રિયા આવી ગૂઢ હોવા છતાં આપણે ડરવાનું નથી. આપણે એક જ વસ્તુનું ધ્યાન રાખવું જોઈએ કે આપણે આત્મવંચના તો નથી કરતા ને! આપણી બુદ્ધિ અને વિચારશક્તિ એમ જવાબ આપે કે આ નિયમન તો અંતરનું જ છે, તો સાત પ્રત્યાઘાતોની પણ બીક ન રાખવી જોઈએ. આગળ વધવાનો અને આપણી તમામ ઇચ્છાઓ અને વૃત્તિઓને નિયમનમાં રાખવાનો એ જ માર્ગ છે. બાકી તો લાખો માણસોનો એ અનુભવ છે કે

વૃત્તિઓને સંતોષવાથી એ શાંત થતી નથી—જેમ અગ્નિમાં ઘી નાખવાથી એ શાંત થતો નથી. આપણે ભલે ને છાંટાભાર જ્ઞાન ન ધરાવતા હોઈએ પણ એટલુંયે શું નથી જાણતા કે આજે જે ઇંદ્રિયને છૂટી મૂકીએ છીએ તે આવતીકાલે વધુ બળવાન બને છે! પહેલી વખતે કોઈ પણ વિકારને વશ થતાં આપણામાં એના સામે ટકવાની જે શક્તિ હોય તે બીજી વખત ઓછી થઈ જાય છે તે શું આપણે નથી અનુભવ્યું? વૃત્તિઓને સંતોષવી એટલે તો જેનો છેડો જ નથી એવી એક ઢળતી લપસણી જગ્યા ઉપર ઊભા રહેવું અને આપણી જાતને એના ઉપર લપસવા દેવી.

આપણે આ પ્રકરણ પૂરું કરીએ ત્યારપહેલાં ફરીને પેલા જુવાનને આ 'પ્રત્યાઘાત'ના વિચારથી તપાસી લઈએ. પેલા સ્નેહીના સંસર્ગ પછી એનામાં માનવતા પ્રગટી અને ત્યાર-પછી જુદા વાતાવરણમાં આવતાં એના વિકારો જોર કરવા લાગ્યા. હું આ પરિણામને પ્રત્યાઘાત નથી ગણતો, એના જીવનમાં મહાન પ્રત્યાઘાત થવાનો છે, પણ એ બીજી રીતે. એણે વિકારમય ચિત્ત સાથે જે દિવસો કાઢ્યા તેનો ભયંકર પ્રત્યાઘાત થવાનો, કારણ કે એણે બાહ્ય નિયમનની સાંકળો બાંધીને શરીરને જકડી રાખ્યું હતું. એમાં સમાજની બીક પણ ભારોભાર હતી. મનમાં તો એણે હજારો વિષય-સૃષ્ટિઓ માણી લીધેલી. આ માનસિક સ્થિતિનાં પરિણામો ભોગવ્યા વિના ચાલે જ નહિ. બાહ્ય નિયમનની સાંકળ

તૂટતાં જ—સમાજની બીક દૂર થતાં જ—પ્રલયના પૂરની માફક એના વિકારો ધસી આવવાના છે. હું આવા ઘણા દાખલા જાણું છું પણ એ તો એનો પ્રસંગ આવ્યે જણાવીશ.

આ પત્રમાં મારે એક જ વાત કહેવાની હતી, અને મને આશા છે કે હું બરાબર કહી શક્યો છું—આપણી વૃત્તિઓ ઉપર નિયમન મૂકવું જ જોઈએ, એમાં જ વ્યક્તિની અને સમાજની રક્ષા સમાયેલી છે. પણ એ નિયમન અંતરનું—શુદ્ધ સ્વયંપ્રેરણાનું—હોવું જોઈએ. બાહ્ય નિયમન એટલે દંભ અને ગીતાની ભાષામાં મિથ્યાચાર.



૮

# ત્રણ સ્વરૂપો

આ પત્રમાં બે-ત્રણ દાખલાઓ વિચારી આપણે આગળ વધશું. તમારા પાસે આવા દાખલાઓ મૂકવાનો હેતુ તો એ છે કે તમારી આજુબાજુ બનતા આવા પ્રસંગોને તમે જાતે જ વિચારી શકો ને યોગ્ય નિર્ણય ઉપર આવી શકો.

છઠ્ઠા પત્રમાં એક જુવાનનો દાખલો જોયો તે કરતાં દેખાવે જુદી જ જાતના પણ તત્વતઃ એવા જ આ દાખલા છે.

આપણે ત્યાં સંયમપાલનમાં અતિ કડક મનાતા એક સંપ્રદાયના લગભગ પિસ્તાળીસ વર્ષની ઉમરના એક સાધુનો મને થોડોક પરિચય થયો. એની આખી જીવનકથા હું નથી જાણતો, પણ સાધુઓએ બાહ્ય નિયમન કેવા પ્રકારનાં રાખવાં પડતાં હોય છે તેની મને ખબર છે. સાધુ વૃદ્ધ હતા પણ એમની એક પણ વૃત્તિ વૃદ્ધ નહોતી થઈ. મેં એના પૂર્વજીવન વિષે થોડુંક જાણ્યું તે ઉપરથી મને ખબર પડી કે ત્રીસ

વરસની ભરજુવાનીમાં એમણે વેશ ધારણ કર્યો હતો. તેઓ નાનપણમાં લખતાં–વાંચતાં આવડે એટલું ભણ્યા હતા. પરાપૂર્વથી મળેલા સંસ્કારોને લઈ તપસંયમ કરતા હતા. કોઈના ઉપદેશે સંસાર ' નરકની ખાણ ' જેવો લાગ્યો ને તેમણે સાધુવેશ પહેર્યો.

સાધુનો વેશ સ્વીકાર્યો ને નિયમો સ્વીકાર્યા. સ્ત્રીથી દૂર ભાગવું ને એને ભયાનક વસ્તુ માનવી એવો ઉપદેશ સાંભળ્યો અને પછી પોતે પણ કર્યો. પણ એમના મનમાંથી સ્ત્રી અને સ્ત્રીનું સૌન્દર્ય ખસ્યું નહોતું. એમને જોવાનો મને પહેલ-વહેલો પ્રસંગ મળ્યો ત્યારે સિનેમાનાં અઠવાડિકોમાં આવતાં ' સિનેમા–સ્ટાર 'નાં ચિત્રો જોવામાં એ મશગૂલ હતા. મેં બરાબર જોયું કે એમનું કરમાઈ ગયેલું બેડોળ મોઢું મલકતું હતું. મારાથી નિશ્વાસ મુકાઈ ગયો. પછી મેં એમની સાથે થોડીક વાતો કરી. વાતોમાં એમણે બીજા ઘણા સાધુઓની આવી બાબતો વિષે નિંદા કરી. પોતાની વાત એમણે કરી નહિ પણ એમની આંખ અને મુખભાવ એમની વાત પ્રગટ કરી દેતાં હતાં.

આ સાધુના જીવનમાં કેટલી ભયંકર વિકૃતિઓ હશે તે તો આપણે ઊંડા ઊતરીએ ત્યારે જાણી શકીએ, પણ આટલા ઉપરથી એટલું તો સ્પષ્ટ ભાસે છે કે મનમાં વિકાર પેદા થયા પછી એને યોગ્ય માર્ગે ન વાળવાથી, જેમ લોહી બગડે ને આખા શરીરમાં ફૂટી નીકળે તેમ, વિકારવૃત્તિઓ અનેક વિકૃત

સ્વરૂપો લ જીવનમાં પ્રગટી નીકળે અને સમાજજીવનને કલુષિત કરી મૂકે એ નિઃસંશય વાત છે.

આ સાધુના જીવન ઉપર મને વિચારો આવ્યા ત્યારે લાગ્યું કે જો આ માણસે લગ્ન કરી નાખ્યું હોત તો આ સ્થિતિ ન આવત. ભલે એ એના જીવનમાં જનકલ્યાણનો એક અંશ ન પણ ભરત, પણ આવી વિકૃત સ્થિતિમાં મુકાઈ સમાજની અંદર એક છાનો–ભયાનક રોગ તો ન પ્રસરાવત.

અને વૃત્તિઓ એક વખત ભટકવા માંડી પછી તો એને કેન્દ્રસ્થ કરવી એ 'નેવનાં પાણી મોભે ચડાવવાં' જેવું કપરું કામ છે. કોઈ સમર્થ પુરુષ જ એ કરી શકે. બીચારો અબુધ સાધુ 'વૃત્તિ' ને 'આઘાત'–'પ્રત્યાઘાત'માં શું સમજે!

આ કરતાં વધુ ગંભીર અને વધુ સૂક્ષ્મ બીજો એક દાખલો આપણે જોઈએ :

એક જુવાન છે. નાનપણમાં સારા સંસ્કારો પામ્યો છે. બહુ બુદ્ધિશાળી છે. જે કામ હાથમાં લે તે સુંદર રીતે પાર ઉતારે એટલો કુશળ અને શક્તિવાન છે. આ જુવાને લગભગ પાંચ વરસ સુધી પોતાની જાતને છેતરી અને પોતાના જીવનમાર્ગમાં કંટકો વેર્યા.

નાનપણથી જ એ એમ બોલ્યા કરતો હતો કે, 'નથી પરણવું,' અને જેમ મોટો થતો ગયો તેમ બીજાને પણ કહેવા

લાગ્યો કે, 'ન પરણવું જોઈએ.' બુદ્ધિ અને વાંચનના કારણે એ બંને પક્ષે દલીલો રજૂ કરી શકતો અને જીવનમાં 'કંઈક' કરી જવાની ભાવના હતી એટલે શિસ્ત અને નિયમપાલન એનામાં હતાં. પણ જેમ મોટો થતો ગયો તેમ એની જુવાની માર્ગ માગવા લાગી. સંસર્ગમાં આવતી કુમારિકાઓ સાથે એ પ્રેમભર્યો સંબંધ રાખતો, પણ મનમાંયે એની સાથે લગ્ન કરવાનો વિચાર કરતો નહોતો. સંસર્ગ વધતો ગયો—વય પણ વધતી ગઈ. ધીમે ધીમે આકર્ષણ ઊભું થયું. પણ જેમ જેમ આકર્ષણ વધવા લાગ્યું તેમ તેમ પોતે મક્કમપણે વિચારવા લાગ્યો ને જાહેર કરવા લાગ્યો કે, 'ન જ પરણવું જોઈએ.'

ઘરના દરવાજે ચોકીદાર મૂકીને આપણે નિશ્ચિંત થઈ આપણી મસ્તીમાં રાચતા હોઈએ ને છાપરું ફાડીને કે બારી-વાટે કોઈ ચોર દાખલ થઈ જાય તેમ આ જુવાનનું બન્યું. આકર્ષણ પેદા થઈ ગયું. કન્યાઓ સાથે સંબંધો વધવા લાગ્યા. કન્યાઓનો સહવાસ પ્રિય—અતિપ્રિય લાગવા માંડ્યો. કન્યાઓની મૂંઝવણો ને આંતરવ્યથાઓમાં એ રસ લેવા માંડ્યો. પણ છતાંયે એણે જાહેર કર્યા જ કર્યું—અને એની પ્રમાણિકતા ઉપર વિશ્વાસ મૂકીએ તો મનમાં પણ માન્યા કર્યું—કે, 'પરણવું તો ન જ જોઈએ !

જુવાન સમજુ હતો. કોઈ સ્નેહીએ એનું ધ્યાન ખેંચ્યું.

જ્યારે એ બુદ્ધિશાળી જુવાને પોતાના મનની તપાસ માંડી ત્યારે એને લાગ્યું કે એણે મનની સ્થિરતા ખોઈ નાખી છે. પોતાની જાતને છેતરવાનો, અને ક્યારેક અંદરનો ડંખ પેદા થાય તો એને દબાવી દેવાનો, પ્રયત્ન કર્યા કર્યો છે.

ત્યારપછી એ પરણ્યો, પણ પરણતાં પહેલાં એને બહુ મુશ્કેલી પડી. પોતે જીવનને આદર્શની સાધના જેવું સમજતો હતો એટલે જીવનસાથી પણ એવી જ ન હોય તો સાધના રોળાઈ જાય, પણ એવી સહચારિણી શોધતાં પોતાની ભૂલો એને બહુ વેઠવી પડી. જે કન્યાઓ સાથે સંબંધ હતો તે બધી એને પત્નીરૂપે દેખાવા લાગી. પોતે સમજતો હતો કે આવો વિચાર ન કરાય—આવી કલ્પનાભોમમાં ન વિહરાય, પણ એના સહવાસનાં અનેક સ્મરણો જે તળિયે પડ્યાં હતાં તે ઉપર આવી એને ત્યાં ખેંચી જતાં હતાં અને હેરાન હેરાન કરી મૂકતાં હતાં.

એ પોતે તો પોતાનાં લગ્ન માટે પ્રભુનો જ ઉપકાર માને છે કારણ કે પોતે તો કોઈ વમળમાં પડી ગયો હોય એવી સ્થિતિમાં હતો. એક મિત્રે એના ઉપર દબાણ લાવી પોતાને યોગ્ય લાગતી કન્યા સાથે એને પરણાવી દીધો. સદ્‌ભાગ્યે એના વિચારોને અનુરૂપ જ સહચારિણી મળી.

એક ત્રીજો દાખલો આપી આ પત્ર પૂરો કરું.

એ પણ એક જુવાન છે. એ તો ન પરણવામાં એટલો બધો મક્કમ હતો કે એનું થયેલું સગપણ એણે તોડી

નાખ્યું હતું, પણ નાનપણથી જ ભારે વિકારી સ્થિતિ એ ભોગવતો. સગપણ તોડી નાખ્યું ત્યારે પોતે નથી જ પરણવાનો એમ જાહેર કરી દીધેલું. પણ એની હિંમત ઉપર હું ખુશ છું કે જ્યારે, લગભગ પચીસ વરસની ઉમરે, એને લાગ્યું કે વિકારોને રોકવા અશકય છે, ત્યારે એણે પરણી લીધું.

હા, એ પોતાને યોગ્ય કન્યા ન મેળવી શકયો, પણ એના મનની સ્થિતિ એવી થઈ ગઈ હતી કે એ બીજા વિચારો કરવા જાય તો પોતાની જાતને અને સમાજને ભારે નુકસાન પહોંચાડી દે. પોતે જ્યારે નહોતો પરણ્યો અને નહોતો પરણવાનો ત્યારે એમ કહેતો કે, 'મારામાં વિકારો તો ખૂબ જોર કરે છે, પણ હું એને દાબી દઈશ. મારે પરણવું નથી.' કોઈ કહેતું કે, 'ભાઈ, કયારેક વિકારો ચડી બેસશે અને જીવનમાં કલંક લાગી જશે.' ત્યારે એ હસીને જવાબ આપતો, 'હું એ કલંકથી નથી ડરતો. 'કયારેક'ની બીકે મારે રોજ એ કલંક નથી સ્વીકારવું.'

આ જુવાનનાં લગ્ન પછી મેં એને પૂછયું કે, 'તારા વિચારો કેમ બદલાવવા પડયા?' એણે મને જવાબ આપ્યો: 'છેલ્લા એક વર્ષ થયા મારું મન વિહ્વળ બની ગયું હતું. મારી નજર જ્યાં ત્યાં ભમતી હતી. મને લાગ્યું કે આ તો લગ્ન કરતાંયે બૂરી સ્થિતિ છે. મને ભય તો હતો કે હું લગ્ન કરીશ તો મારા વિકારો પૂરવેગે ધસી આવશે, પણ

મને લાગ્યું કે આવી માનસિક સ્થિતિ ભોગવવી ને દરરોજ ફફડતા મને રહેવા કરતાં એ સ્થિતિ સારી થશે.'

આ ચાર દાખલાઓ આપણને એટલું તો સ્પષ્ટ બતાવે છે કે વૃત્તિઓ હડકાઈ બની ભટકવા માંડે ત્યારપહેલાં આપણે લગ્ન વિષે નિશ્ચય કરી લેવો જોઈએ. 'નિશ્ચય કરી લેવો જોઈએ' એમ હું વિચારપૂર્વક લખું છું, કારણ કે આપણે જે ક્ષણે વિચાર કરીએ તે ક્ષણે પરણી શકીએ જ એવું નથી હોતું, અને લગ્નનું પ્રબળ કારણ ભલે આ હોય પણ એમાં નાની મોટી અનેક વસ્તુઓ વિચારવી પડે છે, જેનો વિચાર આપણે આગળ કરીશું. એટલે આપણે આપણા મન સાથે એટલી સમજણ કરી લઈએ કે લગ્ન તો કરવાં છે, તો બસ છે. આપણો એ નિશ્ચય જ આપણા મનને જુદું વલણ આપશે અને આપણી સામે લડતી વૃત્તિઓ થોડી શાંત પડશે.

મને લાગે છે કે અપરિણીત સ્થિતિમાંથી લગ્નજીવન ક્યારે સ્વીકારવું એ વિષેના મારા વિચારો બની શકે તેટલી સ્પષ્ટતાથી મેં રજૂ કર્યા છે. તમને એ કેટલા ઉપયોગમાં આવશે તે તો પ્રભુ જાણે !

૯

# અપરિણીતે શું કરવું ?

મેં છેલ્લા પત્રોમાં જે લખ્યું છે તે સમજવામાં એક ભૂલ થવાનો સંભવ છે. મારે ખાસ તો એ જણાવવું હતું કે પ્રયત્નશીલ માણસની એવી સ્થિતિ ક્યારે થાય છે કે જ્યારે એણે વધુ પ્રયત્નો કરવા છોડી દેવા જોઈએ અને લગ્નમર્યાદા સ્વીકારવી જોઈએ. આ વસ્તુ જણાવવાની હોવાથી મેં બધી જ દલીલો એ એક વિચારની આજુબાજુ જ ગોઠવી છે. પણ એનો અર્થ કોઈ એમ ન સમજે કે લગ્ન માટે એ એક જ કસોટી વિચારવા ને વાપરવા જેવી છે. લગ્ન એ મોટામાં મોટું સામાજિક કાર્ય છે. લગ્નની સાથે જ માણસ ઉપર નવી જવાબદારીઓ આવે છે. દંપતી એ એક કુટુંબરૂપે સમાજનું અંગ છે. લગ્નજીવનનું એક પરિણામ પ્રજોત્પત્તિમાં આવવાનું છે એટલે બીજી ઘણી બાબતો વિચારવી જોઈએ.

મારે કહેવું તો એટલું જ હતું કે માણસે પોતાને સમજીને નિશ્ચય કરી લેવો જોઈએ કે પરિણીત જીવન ગાળવું છે. ત્યારપછી લગ્ન અંગે વિચારવી જોઈતી બીજી બાબતો

પણ વિચારવી ઘટે અને પોતાની શક્તિ–સ્થિતિ–સંયોગો અનુસાર પગલું લેવું ઘટે.

હવે આપણે એટલે સુધી આવ્યા છીએ કે આપણી લગ્નપ્રથાના દોષો અને આજે પ્રવર્તતા નવા વિચારોમાં રહેલા દોષો તપાસવા જોઈએ. પણ એમાં આપણે આગળ વધીએ ત્યારપહેલાં અપરિણીત જીવન ગાળવા ઇચ્છનારાઓએ વિચારવા જેવી થોડીક બાબતો વિચારી લઈ એ વિચારપ્રકરણ પૂરું કરીએ.

આપણે જોયું કે માણસમાત્રમાં વિષયેચ્છાની બળવાન વૃત્તિ પડેલી છે, અને આપણે એવા વાતાવરણ વચ્ચે ઊછર્યાં છીએ અને આજે પણ ઊછરીએ છીએ કે જે વાતાવરણ એ વૃત્તિને વધુ બળવાન બનાવનારું છે. એટલે આપણે ન પરણવાનો નિશ્ચય જ માત્ર કરીને બેસી રહીએ તો બૂરી હાલતમાં આવી પડીએ. આપણે આપણું વાતાવરણ બને તેટલું શુદ્ધ રાખવું જોઈએ કે જેથી એ વૃત્તિ બળવાન બની ઊછળી ન આવે. પણ એટલેથી જ ન ચાલે, કારણ કે આપણા ચિત્તના અનેક સંસ્કારો એ વૃત્તિને જોર આપ્યા કરતા હોય છે, એટલે આપણાં શરીર અને મનને રાતદિવસ કોઈ ને કોઈ વ્યવસાયમાં રોકવાં જોઈએ. આ ‘વ્યવસાય’ વિષે પણ વિચારવું જોઈશે, કારણ કે હજારો માણસો કાળી મજૂરી કરતાં અઢાર અઢાર કલાક પોતાના શરીરને અને

કમાવાની ચિંતામાં મનને રોકી રાખે છે, છતાં એના વિકારો શમતા નથી કે એની પેલી વૃત્તિ જુદો માર્ગ ગ્રહણ કરતી નથી.

માણસ શા માટે વિષય માટે લલચાય છે તે આપણે વિચારીએ તો એક કારણ એવું મળે છે કે, ભલે ક્ષણભરને માટે પણ, માણસ આનંદરસ લૂંટવા ઇચ્છે છે. જો એમાં રસ ન હોત તો માણસ એ માર્ગે ન જાત. આપણે ભલે એને હલકા પ્રકારનો રસ કહીએ, પણ એ રસ તો છે જ—એમાં આનંદ પણ છે જ. એટલે આમાંથી એક વિચાર તો ફલિત થાય છે જ કે અપરિણીત માણસનું જીવન જો આનંદ અને રસથી વંચિત રહે તો એનું જીવન સૂકા ઠૂંઠા જેવું બની રહે અને રસેચ્છા બહુ જ જોર કરે ત્યારે એ વિકૃત માર્ગે સંતોષાય.

**એટલે શરીર-મનને એવા કામમાં જ રોકવાં જોઇએ કે જેમાં માણસને રસ હોય અને આનંદ હોય.**

ઉપરાંત, વિષયેચ્છાની સાથે સાથે જ માણસમાં ઘસાવાની—સહન કરવાની—ફના થવાની—ઇચ્છા પણ ઓછાવત્તા પ્રમાણમાં પ્રગટે જ છે, આ ઇચ્છાને પણ માર્ગ મળવો જોઈએ. એટલે માણસે જે વ્યવસાય સ્વીકાર્યો હોય તે વ્યવસાયમાં પ્રેમનો રસ અને આનંદ તો હોય જ, પણ પ્રેમનું સ્વાર્પણ પણ હોવું જોઈએ.

હવે આપણે વિચારીએ કે આવો રસ અને આનંદ અને આવી સ્વાર્પણ–ભાવના ક્યાં પ્રગટી શકે ? આવું જીવન ગાળનાર માણસ વિચારવાન તો હોવો જ જોઈએ, એટલે એ એટલું તો સમજી જ જાય કે જો પોતાના સ્વાર્થ માટેનો જ વ્યવસાય હોય તો એમાં કદાચ રસ કે આનંદ આવે, પણ સ્વાર્પણની ભાવના તો ન જ આવે. ત્યારે એ વ્યવસાય એવો જ શોધવો જોઈએ કે જેમાં એનો સ્વાર્થ ન હોય અને હોય તો કેવળ આત્મસંતોષનો–સ્વાર્પણનો રસ માણવાનો જ–હોય. પોતાના જીવનની નાની મોટી અનેક ક્રિયાઓમાં એ સ્વાર્પણનો ભાવ અનુભવતો હોય તો એની વૃત્તિઓ શાંત થાય અને સંતોષ પામે.

એટલે આ માણસે પોતાના જીવનમાં કોઈ મહદ્ હેતુ નિશ્ચિત કરવો જોઈએ અને એ હેતુ પાર પાડવા અર્થે પોતાનું સર્વસ્વ ડૂલ કરવા તત્પર રહેવું જોઈએ. મને પોતાને લાગે છે કે આવો હેતુ અને આવો વ્યવસાય–આવું સાધ્ય અને આવું સાધન–લોકસેવા સિવાય બીજું ન હોઈ શકે, કારણ કે માણસમાં સ્વાર્પણની ભાવના પ્રગટે ને એ શુદ્ધ થતી જાય, ઉપરાંત એ વિચારવાન હોય એટલે એનું હૃદય વિશાળ બને, સમસ્ત જીવસૃષ્ટિ માટે એનું હૈયું દ્રવવા લાગે, એની વિકારી ભાવનાઓને સ્થાને પ્રેમની ભાવના બિરાજમાન થાય અને એ માણસ એ જ ભાવનામાં જીવવાનું અને જરૂર પડે તો મારવાનું પસંદ કરે–આ ભાવના એને લોકસેવા કરવા પ્રેરે જ.

આમ છતાં એનામાં કોઈ દિવસ વિકારવિચાર ઝબકે પણ નહિ એમ નથી, કારણ કે આપણે જોયું કે એ વિચાર આપણા અસ્તિત્વ જેટલો જૂનો છે. એ વિચાર સંપૂર્ણપણે ફેરવવાનું કદાચ એક જીવનમાં ન બની શકે, પણ આવો માણસ એવા વિચારના ઝબકારાથી ગભરાઈ ન જાય પણ પોતાની સ્વાર્પણની ભાવનાને વધુ શુદ્ધ, વધુ ઉદાત્ત અને વધુ વિશાળ બનાવે. પોતે આ મહાન વિશ્વસાગરમાં સૌનો પ્રિયજન હોય ને તરતો હોય એમ માને. એને જાતિનાં કે દેશનાં બંધનો સ્પર્શ ન કરે. એનામાંથી કુળનું, જાતિનું અને દેશનું અભિમાન નષ્ટ થાય. એના જીવનનો મહદ્ હેતુ એ થઈ પડે કે વિશ્વ સાથે એકરૂપ થવું. આ હેતુને કોઈ મોક્ષ કહે છે, કોઈ ઈશ્વર–સાક્ષાત્કાર કહે છે, કોઈ પ્રેમસ્વરૂપ જીવન કહે છે. આપણે એને ગમે તે નામ આપીએ પણ નાસ્તિકમાં નાસ્તિક માણસને પણ આ સ્થિતિ અળખામણી નહિ લાગે. આવો માણસ એના હૃદયમાં પણ જરૂર ભક્તિ કે આદર જન્માવશે.

આવા વિશ્વપ્રેમી માણસમાં નમ્રતા પારાવાર હશે, કારણ કે માણસ પ્રેમથી પ્રેરાઈને બીજા માટે ઘસાવા ઇચ્છતો હોય છે ત્યારે નમ્રતા અનુભવે જ છે. ઉપરાંત એ પોતાના પ્રબળ પ્રયત્નો પછી પણ પેલા વિકારના ઝબકારાને ક્યારેક જોતો હશે ત્યારે પોતાની પામરતા પણ અનુભવતો હશે. સાથોસાથ આવા પ્રયત્નોમાં એને એમ લાગ્યા કરતું હશે કે પોતાને જગતનાં અદૃશ્ય તત્ત્વો મદદ કરી

રહ્યાં છે, એટલે એ વધુ નમ્ર અને ભક્ત બનતો જશે. પોતાના મનનું એણે લાખ વખત પરીક્ષણ કર્યું હશે છતાં અનેક વખત પોતાના પરીક્ષણમાં રહેલી ભૂલો એ જોતો હશે એટલે પોતાના પરીક્ષણ વિષે થોડો સાશંક રહી કોઈ અદૃશ્ય શક્તિ ઉપર શ્રદ્ધા રાખતો હશે.

આવો માણસ મોઢેથી પ્રભુનું નામ લેતો હોય કે ન લેતો હોય, પણ એ પ્રભુપરાયણ થતો જ જાય છે અને ધીમે ધીમે એ પ્રભુમાં જગતને અને જગતમાં પ્રભુને જુએ છે.



## ૧૦

# લોકસેવાનો રસાનંદ

મેં ગયા પત્રમાં જે ચિત્ર મૂક્યું તે કરતાં જુદી જાતના અપરિણીત માણસો પણ આપણને મળી આવે છે, પણ આપણે એના વિષે તપાસ કરીશું તો લાગશે કે એમની અપરિણીત અવસ્થા પેલા કર્મયોગી જેવી ને જેટલી નિર્વિકારી નથી હોતી, તેમ જ જીવનનો સર્વાંગી વિકાસ કરનારી પણ નથી હોતી.

કેટલાક એવા માણસો છે કે પોતાનું સ્વમાન અને સિદ્ધાંત જાળવી આજની સામાજિક સ્થિતિમાં લગ્ન નથી કરી શકતા. આ જાતના માણસોને માનસિક કષ્ટ બહુ જ વેઠવું પડે છે. આ માણસો અપરિણીત રહે છે પણ એ લગ્ન માટે હમેશ તયાર તો હોય જ છે, એટલે એની મનોવૃત્તિ જનકલ્યાણને માર્ગે નથી વળતી અને એ પોતે પોતાથી હમેશ ડરતા રહે છે. આ માણસ કેટલા પ્રમાણમાં નિર્વિકાર રહી શકે એ તો એનામાં કેટલી શક્તિ છે તેના ઉપર આધાર રાખે છે. જો આ જાતનો માણસ પોતાની સ્થિતિ સમજી લઈ પોતાના જીવનને જુદું જ વલણ ન આપે તો એ લાંબા કાળ સુધી સાચું અપરિણીત જીવન—બ્રહ્મચારી જીવન—ન જીવી શકે.

કેટલાક એવા પણ માણસો છે કે જે શરીરે અપંગ અથવા તો તદ્દન અશક્ત હોય છે. આવા માણસોમાંથી હજારે-દસ હજારે-એકાદ એવો માણસ નીકળે છે કે જે આ સ્થિતિમાં લગ્ન કરી બીજાને દુ:ખી કરવાનું યોગ્ય નથી ધારતો. આ માણસની સ્થિતિ પણ લગભગ પહેલા પ્રકારના માણસના જેવી જ રહે છે. આ બંને પ્રકારના માણસોને ટકાવી રાખનારું એક બળ એમની ઉદાત્ત ભાવના છે. જે ઉદાત્ત ભાવના સ્વમાન અને સિદ્ધાંત જાળવવાની પહેલા માણસમાં છે તેવી જ ઉદાત્ત ભાવના બીજાને દુ:ખી ન કરવાની બીજા માણસમાં છે. આ ભાવના ઘણું બળ આપે છે.

ત્રીજા એવા માણસો છે કે જેનાં હૃદયની આ પ્રકારની લાગણીઓ કરમાઈ જાય એવા પ્રસંગો એમના જીવનમાં બની ગયા હોય છે. દાખલા તરીકે, એનું પ્રિયજન વિશ્વાસઘાત કરે અથવા જેને પોતે અંતરથી ઝંખતો હોય તે બીજે સ્થાન મેળવે. આવા માણસો કેટલીક વાર તો આખી જિંદગી અપરિણીત રહે છે, પણ એમનું જીવન ક્લેશમય જાય છે. એમના વિકારો શમ્યા નથી હોતા કે જનકલ્યાણને માર્ગે વળ્યા નથી હોતા. એ સમજુ હોય છે તો જગતને નુકસાન ન થાય એની કાળજી રાખે છે અને પોતાની બીજી શક્તિઓ ક્ષીણ થવાના ભોગે પણ સ્થૂળ બ્રહ્મચર્ય પાળે છે. મારા પોતાના પરિચયમાં આવા ત્રણ-ચાર ભગ્નહૃદયી માણસો આવ્યા છે, પણ એ માણસો વહેલામોડા પરણી જ ગયા છે,

પેલો ઘા જ્યાં સુધી વહેતો હોય ત્યાં સુધી એને પોતાની લાગણીઓ ભસ્મરૂપ થઈ ગઈ છે એમ લાગે, પણ હૃદય અને લાગણીઓ તો ન સમજાય એવી કોઈ વસ્તુ છે. ધીમે ધીમે ઘા રુઝાય અને એ કૂણી કૂણી લાગણીઓ ફરી જાગૃત થઈ માણસના જીવનમાં રસ પ્રગટાવે અને એને લગ્ન કરવા પ્રેરે.

ચોથા માણસો આપણે એવા જોઈએ છીએ કે જે અમુક પ્રવૃત્તિને વરેલા હોય છે. આવા દાખલા પણ આપણે સાંભળ્યા છે. આ માણસ પોતાની પ્રવૃત્તિમાં જેટલો રસ લઈ શકતો હશે અને એને ખાતર જેટલું સ્વાર્પણ કરી શકતો હશે તેટલું તેને બળ મળી રહેશે. મને પોતાને એમ લાગે છે કે આ માણસની ભલે નાનીસરખી પ્રવૃત્તિ પણ જો જનકલ્યાણ-ની ભાવનાથી ચાલતી હોય તો એને અનેરું બળ મળે, જગતનાં તમામ શુભતત્ત્વો એને મદદ કરે.

પાંચમા એક એવી જાતના માણસો હોય છે કે જે અમુક વાતાવરણ વચ્ચે રહેવાના કારણે કે અમુક પ્રકારના સંસ્કારોને કારણે અપરિણીત જીવન ગાળતા હોય છે. દા. ત. નાનપણમાં દીક્ષા લીધેલા જૈન સાધુઓ. આ માણસો સ્થૂળ બ્રહ્મચર્ય માટે બહુ જ મહેનત કરતા હોય છે. પોતાથી એક પણ દોષ ન બની જાય એટલા માટે એ લોકો શરીર–મનને જકડી રાખે છે, દમન કરી બધી ઇંદ્રિયોને નાતાકાત બનાવી દે છે. આવા માણસોના પ્રયત્નો સ્વયંભૂ હોય તો

કદાચ વિકૃતિઓ ન પ્રગટે, પણ એના જીવનમાં જડતા તો આવી જ જાય, કારણ કે બીજી એક પણ શક્તિના વિકાસ તરફ એ લક્ષ આપે નહિ—ઇંદ્રિયદમન સિવાયનું કોઈ પણ જ્ઞાન એ મેળવે નહિ. આવો માણસ એક પણ સ્ખલન વિનાનું આયુષ્ય ભોગવે તોપણ એ આપણને પ્રિય નહિ થાય, કારણ કે આપણને એમ જ થશે કે જે પ્રચંડ પ્રયત્નોથી જીવનમાં કાંઈક સિદ્ધિ મેળવી શકીએ અને જગતનું કલ્યાણ કરી શકીએ એવા પ્રયત્નો આ માણસે માત્ર પોતાની વૃત્તિઓને છૂંદી નાખવામાં જ કર્યા!

આ પાંચ પ્રકારના માણસોની અપરિણીત અવસ્થા ઉપર આપણે વિચારીશું તો લાગશે કે માણસે ભલે કોઈ પણ કારણે અપરિણીત સ્થિતિ સ્વીકારી હોય, પણ જો એમાંથી એણે સુંદર ફળો નિપજાવવાં હોય અને જગતને આપવાં હોય તો એણે સેવામય જીવવું જીવવું જ જોઈએ.

ઘણા વખત પહેલાં એક મિત્રે મને પૂછ્યું હતું કે, 'ધાર્મિક ને આધ્યાત્મિક લાગતા માણસો મંદબુદ્ધિ કેમ લાગે છે?' મેં એને તુરત જ જવાબ આપેલો કે, 'તારું અવલોકન ખોટું છે, કારણ કે ધાર્મિક કે આધ્યાત્મિક માણસ મંદબુદ્ધિ રહી શકે જ નહિ. તું જે માણસો જોઈને આ અભિપ્રાય ઉપર આવ્યો હશે તે ખરેખર ધાર્મિક અને આધ્યાત્મિક માણસો નહિ હોય, કારણ કે ધર્મપાલનમાં સૌથી

વધુ કોઈ શક્તિની જરૂર પડતી હોય તો એ વિવેકબુદ્ધિની—એટલે સારાસાર પારખવાની શક્તિની. એ શક્તિ વિના બધું નકામું. અને એ શક્તિ બુદ્ધિની ઉચ્ચતમ સ્થિતિ નથી?'

આ વિચાર અત્યારે તો મને પાંચમા પ્રકારના માણસોનું પૃથક્કરણ કરતાં યાદ આવ્યો. આપણે ગયા પત્રમાં જે વ્યક્તિનું ચિત્ર જોયું તે બનતાં સુધી ધાર્મિક અને આધ્યાત્મિક હશે જ. અને એ રીતે જીવનાર માણસ મંદબુદ્ધિ હોય એમ કોણ કહી શકે એમ છે? જે માણસને જીવનની એકએક ગૂંચો ઉકેલવાની હોય, એકએક વૃત્તિનું પૃથક્કરણ કરવાનું હોય, અંતરનો એકએક ભાવ તપાસવાનો હોય, એ વિચારવાન અને બુદ્ધિવાન ન હોય તો ચાલે જ કેમ?

અને એનું કામ પોતાની જાતના અવલોકનથી જ થાડું અટકે એમ છે? જીવનનો ઉપયોગ લોકકલ્યાણ માટે કરવાનો હોય—અને એ જ સાચો માર્ગ છે—તો એને પોતાની આજુબાજુની દુનિયાનું પણ અવલોકન કરવું પડશે. લોકોનાં દુ:ખનું મૂળ જોવા માટે એણે સમાજ અને રાજકારણનું જ્ઞાન પણ મેળવવું પડશે, અને આ બધું જ્ઞાન બુદ્ધિ વિના નહિ મળી શકે. આ માણસ મંદબુદ્ધિ તો ન જ હોય પણ અત્યંત શુદ્ધ અને પ્રખરબુદ્ધિ હોય. હા, એ માણસ સાથે સાથે શ્રદ્ધાવાન અને ભક્તિવાન પણ હોય. બુદ્ધિનો ખ્યાલ કરતાં જે શુષ્કતાનો અને કેવળ ગણતરીનો ખ્યાલ આવે છે તે એનામાં ન હોય, પણ ભક્તિની ભિનાશ અને શ્રદ્ધાનો પ્રાણ

પણ એમનામાં હોય. આવા માણસો એકલે હાથે જગતને હચમચાવી જાય છે, લોકસમૂહની માન્યતાઓમાં મોટા બળવા ઊભા કરી જાય છે. આટલું વાંચતાં તમને પૂ. બાપુજીનું જીવન યાદ આવ્યું હશે એમ માની લઉં છું.

બાકી તો જે ધાર્મિક માણસો મંદબુદ્ધિ લાગે છે તે ખરેખર ધાર્મિક હોતા જ નથી. જેમ ખૂબ બોલનારા, વાંચનારા અને દલીલો કરનારાઓમાંથી મોટા ભાગના બુદ્ધિના સાચા અર્થમાં બુદ્ધિશાળી હોતા નથી. જેમ એ બુદ્ધિશાળી ગણાતા માણસો બીજાનું જ્ઞાન મગજમાં ઉપાડીને માત્ર ફરે છે તેમ જ પેલા ધાર્મિક લાગતા માણસો અમુક પ્રકારની ટેવો રાખીને ફરે છે. બંનેમાંથી કોઈ બુદ્ધિવાન નથી—કોઈ શ્રદ્ધાવાન નથી.

એટલે મારું કહેવાનું તો એ છે કે માણસ આધ્યાત્મિક હોય, કે ન હોય પણ એ બ્રહ્મચારી રહેવા ઇચ્છતો હોય અને સાથે સાથે જીવનનો સર્વાંગી વિકાસ ચાહતો હોય તો એણે પોતાનાં શરીર–મન–બુદ્ધિને લોકસેવાના કામમાં રોકવાં જોઈએ—તો જ એનો વિકાસ થશે અને શુદ્ધિ થશે.

હું તો એમ પણ કહું છું કે ભલેને માણસ બ્રહ્મચારી સ્થિતિમાં ન હોય અને એણે લગ્નમર્યાદા સ્વીકારી હોય, પણ જો એના જીવનમાં સંયમને સ્થાન હોય અને એ માણસ પ્રયત્નશીલ હોય તો એણે કર્મયોગી બનવું જ જોઈએ.

તો જ એ પોતાનો સર્વાંગી વિકાસ સાધતો સાધતો સંયમિત જીવન પ્રાપ્ત કરી શકે.

આપણે આ પત્ર પૂરો કરીએ ત્યારપહેલાં ફરીને સમજી લઈએ કે સંયમ તો જ શક્ય છે અને તો જ ફળદાયી છે જો એનો ઉપયોગ અંતરની શક્તિઓનો વિકાસ કરી કુદરતે બક્ષેલી બળવાન વૃત્તિને જનકલ્યાણના માર્ગે વાળવામાં આવે. માણસના ચિત્તને એ સેવાભાવ-એ ભક્તિભાવ–પુષ્કળ ત્યાગ કરાવતો હોવા છતાં આનંદ અને રસ આપનાર છે. આપણે એ દિવ્ય રસના ભોગી બની શકીએ તો કેવું સારું ! આપણે ગમે તે સ્થિતિમાં હોઈએ–પરિણીત–અપરિણીત કે મંથનશીલ—પણ આપણે સંયમી જીવન–માણસાઈભર્યું જીવન–જીવવા ઇચ્છતા હોઈએ તો આજથી જ આપણી તમામ શક્તિઓને સેવાર્થે–સ્વાર્પણ અર્થે–રોકી એ રસની આરાધના કરીએ.



## ૧૧

# લગ્ન શા માટે ?

પ્રિય ભાઈ,

**લગ્નનાં** પ્રેરક કારણોનો વિચાર કરતાં આપણે જોયું કે પ્રધાનમાં પ્રધાન કારણ માણસમાં રહેલી વિષયવાસનાની દુર્દમ વૃત્તિ જ છે. પણ એ એક જ કારણ નથી. એ કારણ સૌથી પ્રધાન છે, છતાં કેટલીક વાર મનની સપાટી ઉપર રમતા વિચારોમાં કે બાહ્યવર્તનમાં એ દેખાતું નથી. ક્યારેક માણસને એવું લાગે છે કે, 'હું એકલો અધૂરો છું, સમાજશરીરનું અંગ બનવા માટે મારે પરણવું જોઈએ.' ક્યારેક માણસને એમ લાગે છે કે, 'હું અમુક વ્યક્તિને ખરા અંતઃકરણથી ચાહું છું, નિર્મળ પ્રેમ ધરાવું છું, માટે મારે પરણવું જોઈએ.' ક્યારેક આવી માન્યતાઓ પણ મનમાં વસેલી હોય છે કે, 'પુરુષમાં કઠોરતા હોય છે, સ્ત્રીમાં મૃદુતા હોય છે; પુરુષોમાં સંહારક

શક્તિ હોય છે, સ્ત્રીમાં સર્જકશક્તિ હોય છે; પુરુષમાં શૌર્યનો થનગનાટ હોય છે, સ્ત્રીમાં તપની શાંતિ અને ધૈર્ય હોય છે એટલે સ્ત્રી અને પુરુષે એકત્ર થવું જ જોઈએ.' મને લાગે છે કે આ બધા વિચારો મનને છેતરવાની બાજીની ગરજ સારે છે.

પુરુષ અને સ્ત્રી એ આ જગતની ઉત્પત્તિ અને સ્થિતિનું કારણ છે એમાં શંકા નથી, પણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ કે અસ્તિત્વનો વિચાર આપણે એક બાજુ મૂકીએ તો એ બંનેમાં એવું કોઈ નથી લાગતું કે જે બીજા વિના અધૂરું રહે. સમાજ–જીવનની રક્ષા, અરે પોષણ, માટે એ બંનેએ જોડાવાની કશી જ જરૂર નથી. વગર જોડાયે તેઓ ઘણું જ નહિ, પણ આવશ્યક એવું બધું, કરી શકે એમ છે. અને પુરુષમાં કઠોરતા છે અને સ્ત્રીમાં મૃદુતા છે એ વાત પણ બરાબર નથી. ઘણી વાર એવું દેખાય છે ખરું, પણ ભયાનક કર્મ કરનારી પાર વિનાની સ્ત્રીઓ આપણે જોઈએ છીએ અને ફૂલ જેવા પુરુષો પણ જોઈએ છીએ. કઠોરતા કે મૃદુતાનું કારણ સ્ત્રી હોવામાં કે પુરુષ હોવામાં નથી. પ્રેમ હોય તેથી પણ કંઈ પરણવાની જરૂર નથી. જો પ્રેમ નિર્મળ જ હોય, એટલે એમાં વિષયેચ્છાને લગીર પણ સ્થાન ન હોય, તો તો લગ્ન એ પ્રેમની નિર્મળતા માટે મોટું જોખમ છે. અને પુરુષમાં સંહારક શક્તિ છે ને સ્ત્રીમાં સર્જનાત્મક શક્તિ છે વગેરે એકમેકની પૂર્તિરૂપ શક્તિઓનું આરોપણ પણ વાજબી નથી. બંનેમાં બંને

પ્રકારની શક્તિ છે, એટલે આવા કોઈ ખ્યાલથી પરણનાર માણસ પોતાની જાતને છેતરશે, એમાં શંકા નથી.

મનુષ્ય જો પોતાની અમુક ઊણપો દૂર કરવા માટે જ સહજીવન ઇચ્છતો હોય તો એણે સ્ત્રીને જ શા માટે પરણવું? પોતાની ઊણપો પૂરી દે એવી સ્ત્રી કે પુરુષ મળે ત્યારે એણે એની સાથે જીવવા માંડવું જોઈએ—એ માટે લગ્નની શી જરૂર?

પણ સાચી વાત એમ નથી. લગ્નનું પ્રધાન કારણ વિષયેચ્છા હોય છે, અને બીજાં કારણોમાં ક્યારેક ભર્યા જગતમાં એકલતા લાગતી હોય છે, ક્યારેક શરીર-મનનો થાક ઉતારવા શીતલ સ્પર્શની ઇચ્છા હોય છે, ક્યારેક બળવાનમાં બળવાન પુરુષને પણ કોઈકની પાસે વેવલા થવાની ઇચ્છા થઈ આવતી હોય છે, ક્યારેક અંદર પડેલું અભિમાન જોર કરી કોઈને પોતાને અધીન બનાવવા ઇચ્છતું હોય છે, ક્યારેક મનમાં એવી ઇચ્છાઓ પેદા થવા માંડે છે કે હું દૂર હોઉં કે નજીક હોઉં, પણ કોઈક મારું ચિંતન કરી રહ્યું હોય—અદૃશ્ય બંધનોથી મને ખેંચી રહ્યું હોય—મારા પ્રત્યે સદ્ભાવનું ઝરણું વહાવી રહ્યું હોય—આવી અનેક ઇચ્છાઓ લગ્નનાં પ્રેરક કારણો બને છે અને માણસને લગ્ન કરવાને લલચાવે છે.

વિચાર કરતાં આપણને એમ લાગશે કે આમાંનું એકેય કારણ માણસજાતને માટે શોભારૂપ નથી. સાચી વાત છે, શોભારૂપ નથી માટે જ એ સાચાં કારણો માણસ છુપાવે છે

અને 'પ્રભુતામાં પગલાં માંડવાનાં કારણો આગળ ધરે છે. એક ભાઈએ તો મને ત્યાં સુધી કહ્યું કે, લગ્નનાં પ્રેરક કારણો ભલે આ હોય કે આવાં હોય, પણ એ જનસમાજ પાસે મૂકવાં ન જોઈએ, કારણ કે તો પછી લગ્નજીવનનો રસ ક્યાં રહે? અને રસેચ્છા વિનાના લગ્નજીવનમાં સુખ કે શાંતિ પણ ક્યાંથી મળે? માણસને હમેશાં લાગ્યા કરે કે પોતે એક ગંદું કામ કરી રહ્યો છે. આ દલીલ સાંભળ્યા પછી હું થોડોક વિચારમાં પડી ગયો, પણ મને તુરત થયું અને મેં એમને જવાબ પણ આપ્યો કે માણસે સાચી વાત શા માટે છુપાવવી? લગ્ન એ ખરેખર માણસની નિર્બળતાનું પરિણામ છે એમ જાણ્યા પછી પણ કોઈને એવા ખ્યાલમાં કેમ રહેવા દેવાય કે લગ્ન એ તો કોઈ સુંદર ક્રિયા છે? અને માણસ જેને 'રસ' કહે છે તેને પણ બરાબર સમજી લે તો શું ખોટું? એ તો 'રસ' એટલે એટલું જ સમજે છે કે બંનેએ સાથે મળી ભરપૂર આનંદ મેળવવો, એકબીજામાં ઓતપ્રોત થઈ જવું, એકબીજા માટે ફના થવાની તૈયાર રાખવી. આવે વખતે એમને સમજાવવું જ જોઈએ કે તમે જેને રસ કહો છો તે ગંદકી છે, એક-બીજામાં ઓતપ્રોત થવાની અને ભરપૂર આનંદ મેળવવાની જે ઇચ્છા છે તે સંકુચિતતા છે. એમને એ પણ સમજાવવું જોઈએ કે તમારામાં વિષયવાસના પડી છે માટે એકબીજાથી તમે ખેંચાયાં છો, અને હવે તમે પરસ્પરના કલ્યાણનો ખ્યાલ ભૂલી જઈને તમારી એ વૃત્તિને સંતોષવાનો પ્રયત્ન કરવાનાં છો. તમારામાં અભિમાન પડ્યું છે માટે તમે પરણ્યાં છો, અને હવે

હમેશ એકબીજા ઉપર માલિકી સ્થાપવાને પણ મથવાનાં છે. આમ સ્પષ્ટપણે સમજે તો જ નવદંપતીને પોતાની સાચી સ્થિતિનું ભાન થાય અને એ સ્થિતિ ઓછામાં ઓછી અનિષ્ટ-કારક થાય એ માટે એ પ્રયત્નો કરે.

મેં એ ભાઈને તો આટલો ટૂંકો જવાબ આપી દીધો, પણ મારા મનમાં તો લાખમલાખ વિચારો આવી ગયા. મારી નજર સમક્ષ સંસારજીવનનાં અનેક ચિત્રો ખડાં થયાં. મને થયું કે, ઢંઢેરો પીટીને દુનિયાને જણાવવું જોઈએ કે, 'તમારાં લગ્નનાં સાચાં કારણોને સમજો અને ચેતો !' મેં જોયું કે સાચાં કારણો નહિ સમજવાને પરિણામે નવાં પરણેલાં જે રસજીવન જીવતાં હોય છે તેમાં એકબીજાને ચૂસવા સિવાયની બીજી કોઈ વૃત્તિ હોતી નથી, અને એ વૃત્તિ જ અંતે સહ-જીવનમાં ઝેર રેડી દે છે. આંખ ઉઘાડી રાખીને ફરનાર માણસે તો એવા પાર વિનાના દાખલાઓ જોયા હશે કે જ્યાં સહ-જીવનમાં ઝેર રેડાઈ ગયું હોય. જરાક ઊંડા ઊતરીને આપણે એનાં કારણો તપાસીએ તો એ જ મળશે કે બંનેમાંથી કોઈની કામવૃત્તિ અથવા અહંવૃત્તિ ઉપર ઘા પડયો હશે. પહેલેથી જ જો માણસ સમજી લે તો એ હમેશ એ વૃત્તિને મોળી કરવાનો પ્રયત્ન કરે, પોતાનાં બંધનો ઢીલાં કરવાનો પ્રયત્ન કરે; ક્યારેક પોતાના સાથીમાં પોતાના કરતાં એ વૃત્તિનું જોર એછુંવત્તું જુએ કે બીજી બાજુ જતું જુએ તો એનું મગજ ફાટી ન જાય. એટલે જ, મને લાગે છે કે, આપણી પોતાની માન્યતાઓ

ઘણી વાર ભ્રમણામાંથી બંધાયેલી હોય છે અને દુનિયામાં પ્રવર્તતી માન્યતાઓમાં પણ મોટી ભૂલો પડેલી હોય છે, એટલે આપણે કોઈ દિવસ આપણી માન્યતાઓ કે પ્રચલિત માન્યતાઓનું પૃથક્કરણ કરતાં અચકાવું ન જોઈએ. આપણને ન ગમે એવું ઘણી વાર એમાં દેખાશે, આપણી કલ્પનાનું સૌંદર્ય નાશ પામે– આપણી આંખ સામેનો સુંદર પડદો ખસી જાય–આપણા જીવનનું માધુર્ય લૂંટાઈ જાય–આવું બનશે, જરૂર બનશે, પણ આપણે આજે એ બનવા નહિ દઈએ તો કો'ક દિવસ તો બનશે જ. જે છે તે કંઈ મટવાનું છે? એને છુપાવવાથી શો ફાયદો? એટલે જરાયે થડકાર અનુભવ્યા વિના, આપણી એકેએક વૃત્તિને આપણે તપાસવી જોઈએ અને એમાં જેટલાં અનિષ્ટ તત્ત્વો ભળી ગયાં હોય તે જોઈ લેવાં જોઈએ. તો જ કો'ક દિવસ આપણે એ દૂર કરી શકીશું.

લગ્નનાં પ્રેરક કારણો આપણે સ્પષ્ટ સમજી લઈએ તો આપણા જીવનના અંતિમ નિશાનને પ્રાપ્ત કરવામાં લગ્નજીવન ક્યાં અંતરાયરૂપ થશે અને ક્યાં મદદરૂપ થશે તેની આપણને ખબર પડે, આપણી શક્તિ–અશક્તિનો ખ્યાલ કરી આપણે પ્રવૃત્તિ ગોઠવી શકીએ અને જીવનનો માર્ગ અને સાધન પણ નક્કી કરી શકીએ. આપણે એ પણ સમજી લેવું જોઈએ કે આપણામાં પડેલી વૃત્તિઓનાં અનિષ્ટ તત્ત્વો ઓછામાં ઓછી હાનિ કરી શકે અને ધીમે ધીમે દૂર થઈ શકે એ માટે જ લગ્નસંસ્થાની ઉત્પત્તિ છે. એટલે લગ્નજીવનનું અંતિમ ધ્યેય તો

આજે કોઈ કોઈની કલ્પનામાં જે પ્રેરક કારણો લાગે છે તે જ છે. 'પ્રભુતામાં પગલાં માંડવાં', શુદ્ધ પ્રેમની સ્થાપના કરવી, સમાજશરીરનું વિશુદ્ધ અને બળવાન અંગ બનવું–એ લગ્ન-જીવનનું ધ્યેય છે. પરણ્યા પછી એ નજર સમક્ષ રાખી આપણે આપણી જાતને ઘડવાની છે.

આપણે આ પ્રશ્નનો વધુ વિચાર બીજા પત્રમાં કરીએ.



## ૧૨

# ‘મુક્તવિહાર’ની ચર્ચા

**આ**પણે વિચાર્યું કે લગ્નસંસ્થાની ઉત્પત્તિ આપણામાં રહેલી અનિષ્ટ વૃત્તિના નિયમન માટે થઈ છે, પણ પહેલાં તો એ જ વિચારવાનું રહી જાય છે કે એ વૃત્તિ ખરેખર અનિષ્ટ છે? પછી એના નિયમનની વાત. આપણે જાણીએ છીએ કે આજે એક વિચાર જોશભેર ફુંકાઈ રહ્યો છે કે, ‘વિષય-વૃત્તિ અનિષ્ટ છે જ નહિ, એ તો કુદરતી હાજત છે, એને સંતોષવી જ જોઈએ. ભૂખ લાગે ત્યારે ખાવામાં જેમ પાપ નથી, તેમ જ વિષયેચ્છા થાય ત્યારે એને સંતોષવામાં પણ પાપ નથી. પાપ જેવું કંઈ છે જ નહિ. ખાવામાં જેમ ધ્યાન રાખીએ કે કાચું, સડેલું, કોહાઈ ગયેલું ન ખાઈ જવાય, બીજાને ત્રાસ આપીને કે કોઈની પાસેથી ઝૂંટવીને ન ખાઈ શકાય, તેમ જ આમાં ધ્યાન રાખવાનું. શરીરનાં આરોગ્યનો, આકર્ષણનો, ઇચ્છાનો ખ્યાલ કરીને વિષય સંતોષવામાં કશું જ અનિષ્ટ કરીએ છીએ એવું નથી.’

આ વિચારનું જોર દિવસે દિવસે વધતું જાય છે અને માણસના મગજમાં એ વિચાર માન્યતાનું રૂપ પણ પકડવા લાગ્યો છે. આ વિચારના સમર્થનમાં મોટા મોટા વિદ્વાનો અને બુદ્ધિશાળીઓની મજબૂત દલીલોનો અને માનસવિજ્ઞાનની શોધખોળનો ઉપયોગ થાય છે. આ વિચારમાં બહુ આગળ વધેલા એમ પણ કહે છે કે લગ્નસંસ્થા એ જ એક મોટું અનિષ્ટ છે, વિષયતૃપ્તિ માટે કશું જ બંધન કે નિયમન ન જોઈએ. આપણે આ બીજા પ્રશ્નનો વિચાર પછી કરીએ. પહેલાં તો એ જોઈએ કે વિષયતૃપ્તિમાં ખરેખર કશું અનિષ્ટ–પાપ–છે કે નહિ ? પાપ એ ધર્મશાસ્ત્રનો શબ્દ છે એટલે કેટલાકને એના પ્રત્યે સૂગ પેદા થઈ છે. આપણે એ શબ્દ હમણાં નહિ વાપરીએ. પહેલાં તો વિચારવાનું એ છે કે માણસમાં જે વૃત્તિનો આવિર્ભાવ થાય તે બધી કુદરતી છે એમ માનવું ? અને કુદરતી છે એમ સ્વીકાર્યા પછી એને સંતોષવાની ફરજ થઈ પડે છે ? અથવા એને નહિ સંતોષવાથી મનુષ્યની માનવતાને કંઈ ખલેલ પહોંચે છે ?

કુદરતી શું અને અકુદરતી શું એ નક્કી કરવામાં વળી હજાર પ્રશ્નો ઊભા થશે, એટલે એ પ્રશ્ન પણ એક બાજુ રાખીએ. આપણા વિચારનું કેંદ્ર તો અહીં છે કે માણસમાં જે પડ્યું છે તેને માર્ગ આપવો જ જોઈએ ? નાના બાળકમાં આપણે ક્રોધ, ઈર્ષા, અભિમાન–બધું જોઈએ છીએ, એ દૂર કરવા પ્રયત્ન કરવો કે એને સંતોષવા માટે સગવડ કરી આપવી ?

હું એમ તો નથી જ કહેતો કે એને મારીને, દબાવીને, કોઈ પ્રકારનો ભય કે લાલચ આપીને, એનામાંથી આ વૃત્તિઓ દૂર કરવા અથવા મોળી કરવા માટે કંઈ કરવું, પરંતુ પ્રશ્ન એ છે કે કંઈ કરવું કે નહિ ? મને લાગે છે કે વિચારવાન માણસથી એમ નહિ કહી શકાય કે બાળકમાં જે હોય તે બધું પ્રગટ થવા દેવું. આપણે એમ ભલે કહીએ કે બાળકમાં પડેલી એ વૃત્તિ-ઓને સન્માર્ગે વાળી લેવી જોઈએ, એ સામે તો કોઈને વાંધો હોય જ નહિ, જેમ બીજી વૃત્તિઓ વિષે તેમ જ વિષયવૃત્તિ વિષે. હું ધારું છું કે કોઈ એમ તો નહિ માનતું હોય કે ક્રોધ, ઈર્ષા, અભિમાન વગેરે તો માણસને પોતાને અને સમાજને હાનિ કરે છે અને કામ નથી કરતો. આપણે પોતાની જાતનું અને આજુબાજુ પ્રવર્તી રહેલ વાતાવરણનું અવલોકન કર્યું હશે તો એક ક્ષણમાં કામ કેટલો હાનિકર છે તે સમજી લેશું. આપણી જાતને ઉથલાવી નાખે એવી એ બળવાન વૃત્તિ છે. આપણી આંખને અંધ બનાવી મૂકે, ચિત્તને પરવશ બનાવી મૂકે, કાનને બધિર બનાવી મૂકે, એવી વૃત્તિ કઈ છે ? આંખ છતાં દેખીએ નહિ, કાન છતાં સાંભળીએ નહિ, ઇચ્છા છતાં આપણા હાથપગને રોકી શકીએ નહિ, રોમેરોમ સળગી ઊઠે એવો વિકાર કયો ? આ માટે કોઈ દાખલાની કયાં જરૂર પડે એમ છે ! આ વૃત્તિ ઉપર નિયમન ન મુકાય તો સમાજ-વ્યવસ્થાનો નાશ જ થાય.

પણ આ વૃત્તિ અનિષ્ટ ખરી કે નહિ ? ઇષ્ટ—અનિષ્ટ

પારખવાનું આપણે કયું સ્વરૂપ રાખશું ? પોતાની જાત ઉપરનો કાબૂ ગુમાવી બેસીએ એ ઇષ્ટ કે અનિષ્ટ ? એક વખત એ સ્વાદ લીધા પછી એના સ્મરણમાત્રથી વિહ્વળ બની જઈએ એ ઇષ્ટ કે અનિષ્ટ ? શરીર અને મનની શક્તિઓ નિચોવાતી જતી હોય એ ઇષ્ટ કે અનિષ્ટ ? આખા સમાજને ભયભીત દશામાં રહેવું પડે એ ઇષ્ટ કે અનિષ્ટ ?

કામવિકાર ભલેને કુદરતી હોય, પણ એ જો હાનિકર હોય તો એનો નાશ કરવો જ જોઈએ; અને એ કયાં ભૂખ જેવી વૃત્તિ છે? ભૂખની પેઠે એ જન્મથી જ હોય છે એ ખરું, પણ મૃત્યુપર્યંત એનું એ જ સ્વરૂપ નથી રહેતું. કોઈ વિરલ વ્યક્તિ એનો સંપૂર્ણ નાશ—બીજા શબ્દોમાં રૂપાંતર—પણ કરી શકે છે અને અનેક માણસો એના ઉપર ઓછાવત્તા પ્રમાણમાં પોતાનો કાબૂ મેળવી શકે છે. ખોરાક વિના જીવન અશક્ય થઈ પડે છે, વિષયતૃપ્તિ વિના એમ નથી થતું. ખોરાક નહિ મળવાથી માણસ શિથિલ થઈ જાય છે—ભલે પછી સ્વેચ્છાએ ખોરાકનો ત્યાગ કર્યો હોય—જ્યારે સ્વેચ્છાએ સંયમ પાળવામાં માણસ બળવાન બનતો જાય છે; એટલે ભૂખતરસ જેવી તો આ વૃત્તિ નથી જ, એ હાજત પણ નથી.

આપણે વિચારમાં તો ત્યારે પડી જઈએ છીએ કે સંયમને જીવનમાં પ્રાધાન્ય નહિ આપનારા શક્તિશાળી, બુદ્ધિશાળી માણસો આપણી નજરે પડે છે એ વખતે આપણા મનમાં સંયમનું મહત્ત્વ ઓછું થઈ જાય છે અને કામ પ્રત્યેની

ઘૃણા પણ ઘટી જાય છે. ખરું જોતાં એમ ન થવું જોઈએ. શક્તિશાળી માણસોએ કામ ઉપર અમુક અંશે તો કાબૂ મેળવ્યો જ હોય છે. એમ ન હોય તો એ શક્તિશાળી થઈ જ ન શકે. અને આપણે એ પણ સમજવું જોઈએ કે એ માણસના જીવનમાં સંયમને પ્રાધાન્ય હોત તો એની શક્તિઓ ઓર ખીલી ઊઠત. આપણે એક પત્રમાં એ વિચારી પણ ગયા છીએ, પણ મને લાગે છે કે આ વસ્તુ વિચારવા માટેનું સારામાં સારું સાધન પુસ્તકો નથી, આજુબાજુનું અવલોકન નથી, મહાપુરુષોનાં જીવનચરિત્રો પણ નથી, પણ આપણે પોતે જ—આપણું ચિત્ત જ—છે. તમને થશે કે તો પછી આથી ઊલટો વિચાર ધરાવનારને ચિત્ત નથી શું ? એ લોકો કેમ એમ વિચારે છે ? સાચું કહું ? મને પોતાને એનું આશ્ચર્ય થાય છે ! આવી દીવા જેવી, ક્ષણે ક્ષણે અનુભવી રહ્યા છીએ એવી, વાત કેમ નહિ સમજાતી હોય એ જ મને થયા કરે છે. છેવટ હું મારા મનને એમ મનાવું છું કે, આપણે ત્યાં વિવેકહીન સંયમ ઉપર આપણા ધાર્મિક કહેવાતા માણસો જે ભાર મૂકે છે એ સામેનો કંટાળો જ આનું કારણ હશે. ગમે તેમ હોય, જે અટલ નિયમ છે તે તો મિથ્યા થતો જ નથી. આપણે ગમે તે વિચારો ધરાવતા હોઈએ પણ વિકારી ચિત્તની વ્યગ્રતા માનસિક શક્તિઓને હણે જ છે અને વીર્યના એક બિંદુનો વ્યય પણ અમુક અંશે શરીરશક્તિને નિચોવે જ છે એમાં શંકા નથી. આ વૃત્તિને વાળી લેવાના માર્ગમાં ભલે મતભેદ હોય, પણ વાળવી જોઈએ જ એમાં મને લેશમાત્ર સંદેહ નથી.

હું આ વૃત્તિને ક્રોધ, અહંકાર કે ઈર્ષા કરતાં વધુ બળવાન અને વધુ ભયંકર ગણું છું. આખી સૃષ્ટિ આ વૃત્તિ પાસે દીન થઈ જાય છે અને એ વૃત્તિના સંતોષ અર્થે સમર્થમાં સમર્થ મનુષ્ય પૂંછડી પટપટાવતા કૂતરા જેવો કે હિંસક પશુ જેવો બની જાય છે. ઘણી વાર આ વૃત્તિમાંથી જ ક્રોધ, અહંકાર, ઈર્ષા વગેરે પેદા થાય છે. ક્રોધ જ્યારે માર્ગ નથી પામી શકતો ત્યારે શરીરમનને અમુક તાણ આપી શમી જાય છે, ઊંડે ઊંડે સંઘરાઈ પણ રહે છે. અહં જ્યારે સંતોષાતું નથી ત્યારે ધૂંધવાટ પેદા થાય છે. પરંતુ **કામ** જ્યારે સંતોષાતો નથી ત્યારે માણસ માણસ જ મટી જાય છે. ક્રોધ, અભિમાન અને ઈર્ષાના મૂળમાં ઘણી વાર **કામ**નું જ કોઈ સ્વરૂપ પડયું હોય છે. ગીતાનો શ્લોક આપણે કયાં ભૂલી શકીએ એમ છીએ?

> ध्यायतो विषयान्पुंसः संगस्तेषुपजायते ।
> संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
>
> क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
> स्मृतिभ्रंशाद्‌बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

આપણે એક બીજો વિચાર પણ કરી લઈએ.

કામવૃત્તિનો નાશ કરવો અથવા એનું રૂપાંતર કરવું એ જીવનનો પ્રબળ પુરુષાર્થ છે એમ સ્વીકારીએ એથી લગ્નસંસ્થાની જરૂરિયાત સિદ્ધ થાય છે? લગ્ન કેમ કરવાં, કયાં કરવાં,

શી તૈયારી કરવી વગેરે પ્રશ્નો તો પછી વિચારવાના છે. પહેલાં તો આ જ વિચારવાનું રહે છે.

મારું એમ માનવું છે કે જીવનના હેતુમાં સંયમને સ્થાન આપીએ તો લગ્નમર્યાદાનો સ્વીકાર થઈ જ જાય છે. પછી 'મુક્તવિહાર'ને અવકાશ રહેતો જ નથી. આપણે જોઈ ગયા છીએ કે કામવૃત્તિને બળાત્કારે રોકવાથી માઠાં પરિણામ આવે છે. એ વખતે એને યોગ્ય નિયમન નીચે માર્ગ આપવો જોઈએ. અહીં પણ મારે એ જ કહેવાનું છે. 'મુક્તવિહાર'ના સમર્થનમાં ક્યાંક વાંચેલું એક વાક્ય યાદ આવે છે. 'જો દૂધ વેચાતું જ મળતું હોય તો પછી ગાય રાખવાની શી જરૂર છે?' મને આ વાક્ય આજે પણ ભયંકર લાગે છે. કોઈએ એમ પણ કહ્યું છે કે, 'ભૂખ લાગે ને ગમે ત્યાં ખાઈને ઉદરતૃપ્તિ કરી લઈએ તેમ જ ઇચ્છા થાય ત્યારે ગમે ત્યાં વિષયતૃપ્તિ કરી લેવી એમાં શું ખોટું છે?' મને થાય છે, આ વાક્યો ઉચ્ચારનારા બુદ્ધિશાળીઓ તો હશે જ, પણ એ લોકો ખોરાક, ગાય અને મનુષ્ય વચ્ચેનો ભેદ જ નહિ વિચારતા હોય? વિષયતૃપ્તિનું એક ગંભીર પરિણામ પ્રજોત્પત્તિ છે તેનો આ તબક્કે વિચાર ન કરીએ અથવા એ માણસો સંતતિનિરોધક સાધનો વાપરશે અથવા પ્રજાની વ્યવસ્થા રાજ્ય કરશે અથવા ગમે તે થશે, પરંતુ પુરુષ કે સ્ત્રી ખોરાક જેવી તો વસ્તુ નથી કે ઇચ્છા પ્રમાણે પેદા કરી શકાય અને ગમે ત્યાંથી મેળવી પણ શકાય! ખોરાકે તો કશું વિચારવાનું જ નથી

કે પોતાને કોણ ખાય છે, સ્ત્રીએ અને પુરુષે તો એ વિચારવું પડશે ને કે, બેમાંથી એક બીજાનો ખોરાક બનશે? બંનેની સંમતિ હશે તો જ આવો વ્યવહાર થઈ શકશે એમ સ્વીકારીએ તો તો નિયમન આવી જ જશે, કારણ કે આપણે જાણીએ છીએ કે આ આકર્ષણ એવું નથી હોતું કે એકના અંતરમાં પ્રગટ્યું એટલે બીજાના અંતરમાં પ્રગટે જ. એવે વખતે શું કરવું? હું ધારું છું કે આવું નિરંકુશ જીવન ભોગવનાર સમાજમાં બળાત્કાર અને મારફાડ સિવાય આનું બીજું પરિણામ ન આવે. સંયમને જીવનના હેતુમાં સ્થાન ન આપીએ, સંયમથી વ્યક્તિ અને સમાજનો વિકાસ થાય છે એ વિચાર પણ એક બાજુ રાખીએ, તોપણ આ વિચારવું પડે એવું છે.

'મુક્તવિહાર'નો ખ્યાલ શામાંથી ઉદ્‌ભવ્યો હશે એનો હું વિચાર કરું છું ત્યારે મને આવાં કારણો મળે છે: એક તો એ સ્વાભાવિક સ્થિતિ હોય એવું લાગે છે, મનુષ્ય સિવાયની લગભગ આખી જીવસૃષ્ટિ એ સ્થિતિમાં જ જીવે છે; બીજું, એમ કરવાથી જવાબદારીઓની જંજાળ નથી ઊભી થતી; ત્રીજું, કોઈ એ કોઈ ને આધીન નથી રહેવું પડતું–પણ વિચારવાનું તો એ છે કે આપણી સ્થિતિ પશુ–પંખી જેવી છે? આપણામાં બુદ્ધિ છે, ભેદ પાડવાની શક્તિ છે, વૃત્તિઓને વેગ આપવાની અને અંકુશમાં રાખવાની આવડત છે, આપણે જીવસૃષ્ટિ ઉપર આધિપત્ય ભોગવીએ છીએ, આપણે જબરદસ્ત સમાજરચના ઊભી કરી છે, વ્યક્તિ અને સમાજના જીવનવ્યવહારોના

આપણે નિયમો ઘડ્યા છે. આ સ્થિતિમાં 'મુક્તવિહાર' ક્યાંથી ચાલી શકે ? એથી સમાજવ્યવસ્થાનો તો અંત જ આવે, પણ આપણે બુદ્ધિશાળી રહ્યા એટલે આપણી ઇચ્છાને પાર પાડવા માટે સ્વાભાવિક જીવનને એક કોરે મૂકીએ અને થઈ શકે તેટલાં કાવતરાંઓ પણ કરીએ.

એટલે મારા મનમાં 'મુક્તવિહાર'ની તરફેણ કરનારી દલીલ એક ક્ષણને માટે પણ ટકતી નથી. મને એમાં સ્વાભાવિકતા લાગતી જ નથી. આપણામાંથી બુદ્ધિ અને સમજણનું તત્ત્વ કાઢી લેવામાં આવે તો કદાચ એ સ્વાભાવિક સ્થિતિ થાય, પણ તો તો આપણે પશુ બની જઈએ અને આપણે તો આ વિચાર આપણે મનુષ્ય છીએ એ લક્ષમાં રાખીને જ કરીએ છીએ.

સ્વાભાવિક સ્થિતિનું કારણ દૂર થયા પછી જવાબદારી અને અધીનતાનો પ્રશ્ન રહે છે. જ્યાં નિયમન આવ્યું, વ્યવસ્થા આવી ત્યાં પરાધીનતા અને જવાબદારી આવે જ છે, એમાં કરવાનું એટલું જ કે એ તત્ત્વો ઓછાંમાં ઓછાં આવે. એ માટે આપણે લગ્નનું આદર્શ સ્વરૂપ વિચારીએ ત્યારે વાત. અત્યારે એટલું સમજી લઈએ કે જીવનમાં સંયમ માટે પુરુષાર્થ આવશ્યક છે, અને એ માટે લગ્નમર્યાદા પણ આવશ્યક છે. હવે વિચારવાનું એ છે કે, એ લગ્નમર્યાદાનું સ્વરૂપ કેવું હોવું જોઈએ ? લગ્ને કઈ સિદ્ધિઓ મેળવવી જોઈએ ? પણ એ વિચાર કરતાં પહેલાં આપણે આજના સમાજનું જરા દર્શન કરતા જઈએ.

૧૩

# સમાજનું દર્શન

આપણે ત્યાં આજે નવા વિચારો આવ્યા છે, સ્નેહલગ્નની વાતો થવા માંડી છે, કોઈ વિરલ સ્થળે એ વાતોએ આચારનું સ્વરૂપ પણ પકડ્યું છે, પરંતુ સમાજનો મોટો ભાગ તો જે રીતે પરણતો હતો એ જ રીતે પરણે છે, એમાં ફેરફાર થયા હોય તો અત્યંત નજીવા જ. જૂની લગ્નપ્રથાને ટકાવનારા આપણા વડીલોમાંથી કોઈને સુધારો કરવો પડે છે કે એમની એક પણ રૂઢિ છોડવી પડે છે ત્યારે તેઓ ખૂબ દુઃખી થાય છે, લગ્નની સામાન્ય રૂઢિ–નાતજમણ કે ઘરેણાંલૂગડાંની વાત–એમને જીવસટોસટની લાગે છે, જ્યારે આપણી પાસે રોજ ને રોજ જે વિચારપ્રવાહો આવે છે તે આપણને એનાથી તદ્દન ઊલટી જ દિશામાં લઈ જાય છે. એક બાજુ સ્નેહલગ્ન, મુદતી લગ્ન, છૂટાછેડા વગેરે વિચારો અને બીજી બાજુ માબાપની જ પસંદગી, એકપત્નીવ્રત અને પતિવ્રત, જીવનભરનો સહચાર, નાના મોટા વ્યવહારો અને રૂઢિઓની હારમાળા. આ બે વિચારો

વચ્ચે સમાધાન થઈ શકે એવું ઐક્ય તત્ત્વ દેખાતું નથી, પરિણામે લગ્નનો પ્રશ્ન અત્યારે સમાજનો સૌથી ઊકળતો પ્રશ્ન બન્યો છે. દિનપ્રતિદિન સામાજિક રચનામાં જે ફેરફાર થઈ રહ્યા છે તે વળી આ પ્રશ્નને વધુ જલદ બનાવે છે. ઘણાંખરાં લગ્નો જૂની પ્રથા પ્રમાણેનાં થાય છે, પણ એ પ્રથાનું જોર ઓછું થતું જાય છે એમ આપણા વડીલો પણ કબૂલ કરે છે, કારણ કે આ પ્રશ્ન ઘર ઘરનો પ્રશ્ન છે, સેંકડો પિતા–પુત્ર વચ્ચેનો પ્રશ્ન છે. મને તો ઘણી વાર એમ થાય છે કે આપણો સમાજ આ પ્રશ્ન વિષે જે સમાધાન કરશે એના ઉપર જ ભવિષ્યની સમાજરચનાનો આધાર રહેશે. સંયુક્ત કુટુંબ એ આપણા સમાજની મોટામાં મોટી અને પ્રાચીનતમ સંસ્થા છે, એ સંસ્થામાં ખૂબ સડો પેસી ગયો છે, પણ એ ટકશે, સુધરશે કે નાશ પામશે તેનો ઘણો ખરો આધાર લગ્નના પ્રશ્નમાં રહ્યો છે.

આજની લગ્નપ્રથાને હું ક્ષણવાર માટે પણ નથી વખાણી શકતો. એની ઉત્પત્તિનો ઈતિહાસ હું નથી જાણતો, પણ એ નિરંકુશ જીવન ગુજારતા માનવીને અંકુશમાં રાખવાના ઉદ્દેશથી જ યોજાઈ હશે. એના આદિકાળમાં સ્ત્રી ભોગ ભોગવવાનું સાધન મનાતી હશે; ગમે તેમ હોય, પણ આજની સ્થિતિ ઉપરથી એમ લાગે છે કે આ પ્રથાના આરંભકાળે પણ એમાં વ્યક્તિ કરતાં સમાજનાં સુખ અને રક્ષાનો ખ્યાલ વધારે પ્રબળ હશે, કારણ કે આજે જે અનિષ્ટ દેખાય છે તે એ મૂળમાંથી ઊગ્યાં હોય એવાં લાગે છે.

એક પ્રશ્ન વિચારવા જેવો છે કે, લગ્નનો વિચાર સમાજનાં હિતાહિતની દૃષ્ટિએ કરવો કે વ્યક્તિનાં? એક એવો મત છે કે, જીવનની પ્રત્યેક ક્રિયા અને વ્યવહાર આખા સમાજનો ખ્યાલ રાખીને જ યોજવાં જોઈએ. જ્યારે બીજો એવો મત છે કે, બીજા વ્યવહારમાં ભલે સમાજના ખ્યાલને અંગે ઊભું થતું નિયમન સ્વીકારીએ, પણ લગ્નમાં સંપૂર્ણ વ્યક્તિસ્વાતંત્ર્ય હોવું જોઈએ. લગ્ન એ કેવળ અંગત પ્રશ્ન છે, એમાં બીજા કશાનો વિચાર ન થઈ શકે, સિવાય કે જોડાનાર યુવક–યુવતીની પરસ્પર સંમતિ.

આપણે આ પ્રશ્નને બરાબર સમજી લેશું ને મનમાં સમાધાન મેળવી લેશું તો જ બીજી ઘણી બાબતો સમજવી સહેલી પડશે અને આપણને લગ્નના આદર્શને તપાસવાની કસોટી લાધશે. આપણા મનમાં આ વસ્તુ જ્યાં સુધી ચોખ્ખી નહિ થાય ત્યાં સુધી આપણે સમજી નહિ શકીએ કે જૂની પદ્ધતિ પ્રમાણેનાં લગ્ન સારાં કે નવી પદ્ધતિ પ્રમાણેનાં? મારો પોતાનો મત એવો છે કે લગ્નમાં વધુમાં વધુ વ્યક્તિસ્વાતંત્ર્ય જળવાવું જોઈએ, પણ ગમે તેવા સ્વાતંત્ર્યમાં પણ સામાજિક જીવન જીવતા પ્રત્યેક મનુષ્યે એક મર્યાદા તો સ્વીકારવી જ જોઈએ કે જેથી સમાજમાં અવ્યવસ્થા ન ફેલાય અને સમાજજીવન જોખમમાં ન મુકાય. આ મર્યાદા બરાબર સમજીને એનો સ્વીકાર કરવામાં આવે તો એ લગ્ન આદર્શની લગભગ ગણાય.

આ દૃષ્ટિએ વિચારતાં, આજની સામાજિક સ્થિતિ તો

અત્યંત બેહૂદી લાગે છે, જો કે એને સમાજની રક્ષા કરતા નિયમન તરીકે વર્ણવવામાં આવે છે. આ સ્થિતિની ઉત્પત્તિ ગમે તેવા સંયોગોમાં થઈ હોય, પણ આજે તો અતિ ભયંકર રૂપે વર્તે છે. આપણી નાની જ્ઞાતિઓ અને જ્ઞાતિઓમાં પણ પેટાજ્ઞાતિઓ અને તેમાં પણ અમુક કુટુંબો વચ્ચેની જ લેવડદેવડ! આ બધું જંગલી અને સાવ બુદ્ધિશૂન્ય લાગે છે. મને તો કોઈ દિવસ સમજાયું જ નથી કે વાણિયાનો છોકરો શા માટે બ્રાહ્મણકન્યાને ન પરણી શકે? અને પાટીદારકન્યા શા માટે કોઈ બ્રહ્મક્ષત્રિય સાથે ન જોડાઈ શકે? હું તો એમ પણ કહું છું કે, જેમ આંતરજાતીય તેમ આંતરપ્રાંતીય લગ્નો પણ શા માટે ન થાય? જો કે આમાં અમુક વસ્તુઓ વિચારવા જેવી અને તપાસવા જેવી તો છે જ, પણ આજે તો વિચાર-શક્તિને તાળાં મારીને જ જે રીતે ચલાવવામાં આવે છે તે રીતનો તો અંત જ આવવો જોઈએ.

આપણે આજે વિચારોમાં આગળ વધ્યા છીએ અને નવા સમાજમાં જ વધુ વખત રહીએ છીએ, એટલે આખા સમાજમાં પ્રવર્તતી અનેક જંગલી અને બેહૂદી પ્રથાનો આપણને પૂરો ખ્યાલ પણ નથી આવતો. મને એમ થાય છે કે, આપણે ભલે જુદા જ વાતાવરણ વચ્ચે જીવતા હોઈએ, પણ જે સમાજ આજે માત્ર રાજકીય જ નહિ પણ દુનિયામાં હોઈ શકે એવાં બધાં જ બંધનથી જકડાયેલો છે તેની પરિસ્થિતિથી આપણે વાકેફ રહેવું જોઈએ, કારણ કે એ બંધન આપણે જ માત્ર

ફેંકી દઈએ તેથી સમાજનાં બંધનો જરાયે ઢીલાં થતાં નથી અને આપણી પણ એક સુધરેલી જ્ઞાતિ બંધાઈ જાય છે—લોકો આપણને એ દૃષ્ટિએ જોતાં પણ થઈ જાય છે. એટલે જેમ રાજકીય જીવનમાં આપણે પોતાના જીવનમાં ક્રાન્તિ કરી બીજાના જીવનમાં ચિનગારી પૂરવા મથીએ છીએ તેમ જ સમગ્ર જીવન વિષે હોવું જ જોઈએ. જેમ આપણે કોઈ દિવસ એમ નથી માની બેસતા કે હિંદની લડતના આપણે જ માત્ર સિપાઈ છીએ અને એક ફોજરૂપે જુદા પડી આપણે લડવાનું છે, તેમ જ આપણી જુદી જ્ઞાતિ નથી અને આપણે આપણા પ્રશ્નો એકલા જ ઉકેલી લેવાના નથી.

આપણા સમાજની લગ્નપ્રથા ઉપર હું નજર ફેરવું છું કે એક ક્ષણભરને માટે પણ હું એના વિચાર કરું છું ત્યારે મને કમકમાટી ઊપજી આવે છે. આજે જે લગ્નો થાય છે તેને લગ્ન કહી જ ન શકાય. આજ કોણ પરણે છે? પારણાંમાં રમતાં હજારો બાળકો પરણે છે તે આપણે જાણીએ છીએ. એ લગ્ન કહેવાય? મોટી ઉંમરે પરણનારાઓમાં પણ એમની ઇચ્છા કે આકર્ષણ તો ઠીક, પણ સંમતિથી થયાના દાખલા પણ જૂજ મળી શકશે. મને ઘણી વાર એમ થાય છે કે આ રીતે જોડાયેલાં સ્ત્રીપુરુષોમાંથી કોઈ પણ પોતાનાં લગ્ન ફોક કરી નાખે અથવા લગ્નમાં બેવફાઈ બતાવે તો આપણને જરા પણ આશ્ચર્ય ન થવું જોઈએ. સમાજમાં આજે જે અનાચાર પ્રવર્તી રહ્યો છે તેનું મૂળ ક્યાં છે? પ્રાણવાન

પ્રજા પેદા નથી થતી તેનું કારણ શું છે? જૂની ઘરેડમાંથી બહાર નીકળનાર કોઈ તેજસ્વી પુત્ર-પુત્રી નથી દેખાતાં અને માબાપનો તમામ અનિષ્ટ વારસો લેનાર, એ જ રીતે જીવનાર અને મરનાર પ્રજા થાય છે તેની પાછળ આ રૂઢ-જેને લગ્નનું નામ પણ ન આપી શકાય તેવાં-લગ્ન જ કારણરૂપ છે.

મને આ લગ્નનું મોટામાં મોટું કોઈ અનિષ્ટ પરિણામ લાગતું હોય તો એ એ લાગે છે કે, એમાં ઊર્મિ તો હોતી જ નથી, કોઈ વિચાર કે કોઈ ભાવના તો પ્રગટી શકતાં જ નથી; સાવ યંત્રવત્ મળવાનું, જોડાવાનું અને જીવવાનું. સમાજને હચમચાવી મૂકનારી વ્યક્તિઓ અને વિચારો આ સમાજમાં ન આવતાં હોય તો આપણે હાલતાં, ચાલતાં, શ્વાસ લેતાં, આપણી પરંપરાને જાળવતાં યંત્રો જ બની જઈએ.

લગ્ન જેવા પ્રશ્નને એટલે માણસની લાગણી, ઊર્મિ, વિકાર જેવા આવેગોને માત્ર સામાજિક રીતે જ વિચારવામાં આવે તો વ્યક્તિજીવન વિકસી ન શકે અને અત્યંત કલુષિત બની જાય, અને અંતે તો સમાજ વ્યક્તિઓનો જ બનેલો છે એટલે આખું સમાજજીવન નિત્યનૂતન બનવાને બદલે રૂઢ બની રૂંધાઈ રહે અને ધીમે ધીમે કોહાવા લાગે. આપણને બહુ થોડો વિચાર કરતાં જ સમજાઈ જાય એવું છે કે સમાજના ધુરીણો ગમે તેવા શાણા અને શુભાશયી હોય પણ એ પ્રત્યેક માનવીની લાગણીઓનાં અતિ સૂક્ષ્મ તત્ત્વોને સમજી જ ન શકે,

એટલે કેવળ સામાજિક દૃષ્ટિબિંદુથી લગ્નનો વિચાર કરવો એટલે માણસમાંથી હૃદયોર્મિ કાઢી લેવી અને જગતનું મોટું કારખાનું ચલાવવા એક યંત્ર તરીકે એનો ઉપયોગ કરવો.

આ પ્રકારનાં લગ્નનું પરિણામ શું આવે? માણસ યંત્ર તો ન જ બની શકે, એટલે એની લાગણીઓ જોર કરીને માર્ગ મેળવે. એ બીકણ હોય તો છાના માર્ગો શોધે, એ બીકણ ન હોય તો ખુલ્લા માર્ગો શોધે; પણ પરિણામ તો સમાજજીવનને કલુષિત કરવામાં જ આવે, અને આજે ખુલ્લી આંખે આપણે એ જોઈ રહ્યા છીએ કે, અનેક જીવનમાં અસંતોષની આગ ધીખી રહી છે. કેટલાક એમ કહે છે કે, આ વાત ખોટી છે— આ તો માત્ર સમાજના ઉપલા થરમાં જ દેખાય છે, નીચલા થરમાં જ્યાં કરોડો માણસો પડયા છે ત્યાં તો શાંતિપૂર્વકનું જીવન ગુજરે છે. મારે એવાં માણસોની વચ્ચે રહેવાનું બન્યું છે અને હું કહું છું કે એ વાત સાચી નથી. ત્યાં અસંતોષના, વ્યભિચારના, ભાગી જવાના, નસાડી જવાના, ખૂનના સેંકડો કિસ્સાઓ બને છે. આમ થવાનાં કારણો શાં: આર્થિક કારણો ભાગ ભજવતાં હશે, સમાજમાં સંયમિત જીવનનું વાતાવરણ ઓછું છે એ કારણ પણ હશે, પણ વધુમાં વધુ કારણો લગ્નજીવનના અસંતોષનાં જ હોય છે; એમ છતાં નીચલા વર્ગમાં, મધ્યમ વર્ગમાં અને ઉપલા વર્ગમાં પણ વિશાળ જનસમૂહ શાંતિપૂર્વક જીવન ગુજારી રહ્યો હોય એમ માલૂમ પડે છે.

પરંતુ એનું કારણ લગ્નજીવનનો સંતોષ નથી, એનું કારણ એ લોકો લગ્નજીવનનું રહસ્ય સમજી ગયા છે એ પણ નથી, પરંતુ મનુષ્યસમાજનો મોટો ભાગ હમેશાં રૂઢ જીવન જીવનારો હોય છે એ જ કારણ છે. આપણા દેશના કોઈ પણ વર્ગમાં સ્ત્રીને પુરુષો જેટલું સ્થાન નથી જ, છતાં કરોડો સ્ત્રીઓ શાંતિપૂર્વક જીવન ગુજારે છે એનો અર્થ એવો નથી થતો કે એ શાંતિ સાચી છે અને કાયમ ટકનારી છે, ત્યાં અસંતોષ જન્મવાનો જ છે. એ જ રીતે આજનાં સુખી દેખાતાં લગ્નોમાં અસંતોષનો અગ્નિ નહિ પહોંચે એમ માનનાર ભ્રમમાં રહેશે.

આપણે બીજા પત્રમાં આ પ્રશ્નને ઊંડે સુધી જોઈએ.



## ૧૪

# કરોડોનાં લગ્નજીવન

ગયા પત્રમાં આપણે કરોડો માણસોને નામે થોડોક વિચાર કર્યો, આ પત્રમાં એ વિચાર વિશેષ સ્પષ્ટતાથી કરીએ. લગ્ન વિષેના સામાજિક સુધારા વિષે કે સ્ત્રીજીવનના ઉત્કર્ષ વિષે જ્યારે વાત નીકળે છે ત્યારે એમ કહેવામાં આવે છે, 'આ પ્રશ્ન ઉપલા થરના મુઠ્ઠીભર માણસોને ખળભળાવી રહ્યો છે, વિશાળ આમ જનતા તો પોતાનું સામાજિક જીવન શાંતિપૂર્વક ગાળે છે. એમને નથી પરાધીનતા લાગતી કે નથી અસંતોષ લાગતો.' ક્યારેક તો એટલે સુધી પણ સાંભળવાનું મળે છે કે, 'આજનાં યુવક–યુવતીઓનાં તોફાનની પાછળ વ્યક્તિવિકાસનો કે કોઈ સમાજસુધારાનો પવિત્ર ખ્યાલ નથી, પણ સામાજિક માન્યતાઓને લઈ સમાજમાં સંયમિત જીવન જીવવું પડે છે તેમાંથી છૂટવાના આ બધા પ્રયત્નો છે. યુવાનો સ્વચ્છંદ ઇચ્છે છે, પોતાની બધી જ લાલસાઓની તૃપ્તિ ઇચ્છે છે, અને એ બધું ન્યાય્ય ગણાય એ માટે 'સુધારા' પણ ઇચ્છે છે.'

આ આરોપોનો આપણે વિચાર કરીએ.

પ્રથમ તો એ જ જોવાનું છે કે, જે કરોડો માણસોનાં નામે ફાવે તેમ બોલવામાં આવે છે એ કરોડો માણસો કેમ જીવે છે? સમાજસુધારણાનો વિચાર ઘડીક એક બાજુ રાખી આપણે જોઈએ કે, એમનાં જીવનમાં બીજો કોઈ અસંતોષ છે? તેઓ આર્થિક રીતે પાયમાલ છે અને બેહૂદી ગુલામીમાં જીવન ગુજારે છે, એ માટે તો કોઈ સાબિતીની જરૂર નહિ પડે. એમાંથી છૂટવા તેઓ ઇચ્છે છે? છેલ્લાં સોળ વર્ષની રાજકીય જાગૃતિને લઈ આપણે એ લોકોમાં થોડાક અસંતોષ જોઈએ છીએ, પણ એટલી વાત તો આ ઉપરથી ફલિત થાય છે કે એ લોકોમાં અસંતોષ ન દેખાતો હોય તો એનું કારણ પોતાના જીવનમાં એમને સંતોષ છે એ નથી, પણ એમને બીજું કશું સૂઝતું જ નથી એ છે. એમની પાસે જ્યાં સુધી એવો વિચાર આવ્યો જ નહોતો કે, 'આપણે ધાન પેદા કરનાર છીએ, આપણે શાના ભૂખ્યા રહીએ? આપણને ભૂખે મારનાર સામે આપણે લડવું જોઈએ' ત્યાં સુધી તો એ લોકો એમ જ સમજતા કે, આપણા દુઃખનું કારણ ભલે રાજા કે જમીન-દારનો અન્યાય હોય, પણ એ તો હોય જ; આપણાં નસીબ એવાં. એમના કાનમાં કોઈએ મંત્ર ફૂંક્યો: 'નસીબની વાતમાં કંઈ સાર નથી. આ બધાએ તને ભોળવ્યો છે,' અને એ જાગી ગયો. એમ જ, જે દિવસે આ કરોડના કાનમાં એ અવાજ પહોંચશે કે, 'સ્ત્રી પુરુષ કરતાં જરાયે ઊતરતી નથી, સ્ત્રી

પુરુષની 'લાવેલી' કોઈ ચીજ–વસ્તુ નથી, ઘરનું ઢોર નથી, ભોગ ભોગવવાનું સાધન નથી', તે દિવસે એ જીવનમાં આગ સળગી ઊઠવાની છે.

એમનાં હૃદય સુધી આ અવાજ નથી પહોંચ્યો ત્યાં સુધી શાંતિ દેખાય છે, પણ એ શાંતિમાંયે અંદર ધીખી રહેલા જ્વાલામુખીની શાખ પૂરતા હોય એવા પ્રસંગો બન્યા કરે છે. આપણે ત્યાં હજારો વર્ષો થયાં આ વિચાર મજબૂતપણે પડ્યો છે કે, બાળકોનાં લગ્ન કરવાની માબાપની ફરજ છે. આ વિચાર 'ફરજ' તરીકે જ અમલમાં આવતો હોય ત્યાં સુધી તો વાંધો નથી, પણ બાળકોનાં લગ્ન એ માબાપની હકૂમતની બાજી બની જાય છે ત્યારે એ વિચારનું આખું સ્વરૂપ બદલી જાય છે. જે 'કરોડો'ની આપણે વાત કરી તે કરોડોમાં આ વિચાર અત્યંત પ્રબળ રૂપમાં વસેલો છે—એટલે જ બાળલગ્નની ભયાનક રૂઢિ, કાયદાઓ છતાં, નાબૂદ નથી થતી. આવાં બાળ-લગ્નોનાં પરિણામરૂપ લાખ્ખો જોડાં 'શાંતિપૂર્વક'નું જીવન ગુજારતાં દેખાય છે ખરાં, પણ એ તો ગમે તેવી પરિસ્થિતિ વચ્ચે જીવતાં સ્ત્રીઓ, બાળકો, હરિજનો, ખેડૂતો અને મજૂરોની પેઠે જ ને?

આ શાંતિનું એક કારણ આપણે એ જોયું કે એ લોકો-માંના મોટા ભાગને બીજી કશી ખબર નથી હોતી. બીજું કારણ એ છે કે, એ લોકો માત્ર દંપતીજીવન જ નહિ, સમગ્ર જીવન શાંતિપૂર્વક જીવવા ઇચ્છનારાં હોય છે. ગમે તેવી

મુશ્કેલીઓ વચ્ચે, ચાલતા પ્રવાહની જરા પણ સામે થયા વિના પોતાનું જીવન ગોઠવી લેવા હમેશાં મથતાં હોય છે. લગ્નની સાથોસાથ વફાદારીનો જે ખ્યાલ એમનામાં પ્રગટે છે તે ખ્યાલ એમના સંસારજીવનના હોડકાને ઘણાં તોફાનમાંથી બચાવી લે છે. 'સાથે જીવવાનું જ છે!' એ સત્ય પ્રબળપણે મન ઉપર ઠસી ગયા પછી પોતાની વૃત્તિઓ ઉપર કાબૂ મૂકી, જરૂર પડયે એને કચડી નાખી, એ એકબીજાને અનુકૂળ થાય છે અને એમાં પણ પુરુષ કરતાં સ્ત્રી બીચારી વધુ ત્યાગ કરતી હોય છે, કારણ કે એનો પતિ એના મનમાં પરમાત્માસ્વરૂપે બિરાજેલો હોય છે.

સામાન્ય લોકોનું આ પ્રકારનું માનસ આપણે સમજી શકીએ તો એ લોકોમાં અસંતોષની હસ્તી બતાવનારા જે પ્રસંગો બને છે તેના મૂળમાં કેટલી ભયંકરતા પડી હશે તેનો કંઈક અંશે આપણને ખ્યાલ આવી શકશે. એ વર્ગનો મોટો ભાગ શાંતિપ્રિય હોય છે, એમને તોફાન કે બળવો ગમતું જ નથી, જ્યારે સ્થિતિ અસહ્ય થઈ પડે છે ત્યારે જ એ સામે થાય છે અને ખરુંખોટું કરી નાખે છે.

એટલે કરોડો માણસો શાંતિમય જીવન ગુજારી રહ્યાં છે એમ માનવું અને હિંદુસ્તાન સુખી છે, સમૃદ્ધ છે, કોઈને કશી તાણ નથી, એમ માનવું—એ બંને માન્યતા વચ્ચે બહુ તફાવત નથી. આપણાં લગ્નજીવનની દેખાતી શાંતિનું મોટું કારણ તો

સ્ત્રીઓની ગુલામ દશા જ છે. આપણી શાંતિમાં અર્ધી માનવતાનો હ્રાસ થઈ રહ્યો છે, એટલે આપણે શાંત દેખાતાં હજારો દંપતીજીવનથી રખે હરખાઈ જઈએ! આપણે આગળ જોઈશું કે લગ્નજીવનમાં પરાધીનતા આવે જ છે, આવશ્યક પણ છે, પરંતુ એ તો પરસ્પરની પરાધીનતા—આજના જેવી એકપક્ષી નહિ. પરસ્પરની પરાધીનતાનો અર્થ જ એ થયો કે સ્વેચ્છાએ સ્વીકારેલી પરાધીનતા, અને એટલે સંયમ. સ્વતંત્રતા ઉપર કાપ મૂક્યા વિના લગ્નજીવન સુખી થઈ શકે જ નહિ, પણ એ કાપ બંને પક્ષે ન મુકાય તો એ પતિપત્ની મટી જાય અને જાલિમ તથા ગુલામ બને. આજે સમાજના મોટા ભાગની એ સ્થિતિ છે. એ પણ કહી દઉં કે જ્યાં એ સ્થિતિ નથી ત્યાં સ્ત્રીનું વ્યક્તિત્વ બહુ બળવાન હોય છે. પુરુષ કાં તો એને પહોંચવાના પ્રયત્નોમાં નિષ્ફળ નીવડ્યો છે. અને કાં તો શક્તિહીન પણ વિષયનો ગુલામ હોવાને કારણે એને સ્ત્રીની ગુલામી સ્વીકારવી પડી હોય છે. આપણે આપણાં ઘરોમાં ને પાડોશીઓનાં ઘરોમાં નવી વહુ આવે છે ત્યારે જે વાતો થાય છે તે કોઈક દિવસ ધ્યાનપૂર્વક સાંભળીએ તો આ વાત સમજવામાં જરાયે સમય નહિ લાગે. નવી વહુ આવતાં જ માબાપ તરફથી અને વડીલો તરફથી છોકરાને સીધી કે આડકતરી રીતે દરેક પ્રસંગે એમ કહેવામાં આવે છે: ‘જો, પહેલેથી જ કાબૂ રાખજે, પહેલેથી છૂટું મૂક્યું તો પછી બાજી બગડી જવાની છે.’ આવી શિખામણ આપનારાં પણ સમાજનાં જ અંગો—સ્ત્રીપુરુષો જ-

છે એટલે સમાજનું માનસ કેવું છે તેનો આ અવલોકનથી આપણને ખ્યાલ આવી શકશે.

આ સ્થિતિમાં આજની લગ્નસંસ્થાની આખી ઇમારત એનાં શુભતત્ત્વો સમેત તોડી નાખવા માટે નવા યુગના જુવાનો તૈયાર થયા હોય તો એમાં એનો શો દોષ? જે ઘરેડ મુજબ ચાલનાર ન હોય, જે કરોડો ઘેટાંઓની હારમાં બેસવા તૈયાર ન હોય, જે માનવી તરીકે વિચારશક્તિ ધરાવતો હોય, તે આજની લગ્નપ્રથાને એક ઘડીભર પણ ક્યાંથી સાંખી શકે? એને બળવો કરવાનું-તોફાન કરવાનું-દિલ થાય જ. તાકાત ન હોય તો એ છાની રીતે ભંગ કરે, તાકાત હોય અને સંયમ ન હોય તો એ નફ્ફટ થઈને ભંગ કરે, અને તાકાત અને સંયમ બંને હોય તો વ્યવસ્થિત રીતે ખુલ્લો બળવો કરે. આજે આપણે આ ત્રણે પ્રકારના જુવાનો જોઈએ છીએ.

આજની સ્થિતિને મિટાવવા માટે શું કરવું જોઈએ તે આપણે આગળ વિચારશું, પણ એટલું તો ચોક્કસ છે કે સમાજના નિયમોનો છાની રીતે ભંગ કરનાર કદી એ નિયમને હઠાવી શકતો નથી. નિયમોનું પૂરું પાલન ન થવાથી નિયમની શક્તિ ઘટી જાય છે, પણ છાની રીતે ભંગ કરનારની શક્તિ એ કરતાંયે વધુ ઘટી જાય છે, એટલે નિયમ સદા બળવાન જ રહે છે. નિયમોનો છાની રીતે ભંગ કરવો એ જાણે આપણા સમાજનું એક લક્ષણ બની ગયું હોય એવું ઘણી વાર દેખાય

છે, એથી સમાજમાં ચોરવૃત્તિ અને ભીરુતા જ ફેલાય છે. એવાં ભીરુ લોકો કોઈ દિવસ સુધારો કરી શકે જ નહિ.

જે વિચારથી આપણે આ પત્ર શરૂ કર્યો હતો તે વિચારના ફાંટારૂપે જ આપણે આટલું વિચાર્યું. આપણો મુદ્દો તો એ છે કે, આજની લગ્નપ્રથામાં વ્યક્તિજીવનનો ખ્યાલ નથી અથવા અત્યંત ઓછો છે, સમાજને અને કુટુંબને લક્ષમાં રાખીને જ મોટે ભાગે લગ્નો યોજાય છે. અહીં મને એક વિચાર આવે છે કે, આજે લગ્નજીવનમાં આપણે જે અસંતોષ જોઈએ છીએ તે અસંતોષ પચીસ વર્ષ પહેલાં હતો ? મારી એટલી ઉંમર નથી કે પચીસ વરસ પહેલાંનો સમાજ મેં આંખે જોયો હોય, પણ જે વાંચ્યું છે ને સાંભળ્યું છે તેના ઉપરથી એમ લાગે છે કે પચીસ વર્ષ પહેલાં આટલો અસંતોષ નહોતો જ. જો નહોતો તો એનું કારણ શું ? ત્યારે માણસો અજ્ઞાન હતાં ? નવા વિચારો આવ્યા નહોતા ? આપણે આગળ વિચાર્યું કે આજે ઓછો અસંતોષ દેખાતો હોય તો એનું એક કારણ અજ્ઞાન છે, પણ એ સાથે જ આપણે જોયું કે એવું જ્ઞાન નથી પહોંચ્યું ત્યાં પણ અસંતોષ અતિ અનિષ્ટરૂપે ફાટી નીકળ્યો હોય એવા પ્રસંગો બની રહ્યા છે, અને ઘરડાંઓ કહે છે કે પચીસ વર્ષ પહેલાં આવું નહોતું થતું; આપણે જાણીએ છીએ કે ઘરડાંઓને આજની એકેય વાત રુચતી નથી એટલે આજે દેખાતા બધા દોષોને એ આજે પ્રવર્તતા નવા વિચારોનું પરિણામ ગણાવે છે અને પોતાના

જમાનાને શ્રેષ્ઠ ગણાવવાનો પ્રયત્ન કરે છે. પણ આ બાબતમાં મને એવું નથી લાગતું. ઈતિહાસની વાત બાજુએ મૂકીને પણ હું વિચારથી જ આ પ્રશ્નને તપાસું છું તો મને લાગે છે કે, પચીસ વર્ષ પહેલાં ઓછો અસંતોષ હશે અને સો વર્ષ પહેલાં એથીયે ઓછો હશે, અને સંભવ છે કે જૂના કાળમાં એ અસંતોષ અતિ સૂક્ષ્મ રૂપે જ હોય. હું આમ શા માટે વિચારું છું તે જણાવું. પ્રાચીનની પ્રશંસા કરવાનું કામ મારું નથી, તેમ અર્વાચીનની પ્રશંસા કરવાનું પણ નથી; અને આમાં પ્રશંસા જેવું કંઈ છે જ નહિ, માત્ર એ સમયની પરિસ્થિતિનું દર્શન આપણે બરાબર કરી શકીશું તો આખી વાત સમજાઈ જશે. એટલે હું એમ કહેવા માગું છું કે, જૂના કાળમાં કે પચીસ–પચાસ વર્ષ પહેલાં અસંતોષનું પ્રમાણ ઓછું હતું તેનાં કારણોમાં અજ્ઞાન કે નવા વિચારોનો અભાવ એ મુખ્ય નહોતાં, પણ તે દિવસની સમાજની રચના હતી.

આપણે હવેના પત્રોમાં એ જોઈએ.



૧૪

## વરસો પહેલાં

લગ્નથી જોડાનાર યુવક–યુવતીમાં સમાન સંસ્કાર અને સમાન આદર્શો આવશ્યક છે અને એટલી જ આવશ્યકતા એકબીજાની ટેવો અને પૂર્વજીવનની માહિતીની છે. પરસ્પરનું આકર્ષણ એ સૌથી ઉત્તમ તત્ત્વ છે, પણ હજારો માણસોને એ પ્રાપ્ત ન થાય એમ મને લાગે છે. એ વિષે વધુ વિચાર આપણે પછી કરીશું. પણ લગ્નજીવનની સફળતામાં સમાન સંસ્કાર અને આદર્શો તેમ જ જીવનની ટેવો અને પૂર્વજીવનની પિછાન અત્યંત જરૂરી છે. આ બે તત્ત્વો હોય તો બનતાં સુધી લગ્નજીવન નિષ્ફળ ન જાય. અહીં હું સમાન સંસ્કાર એટલે બધી રીતે સમાનતા એમ નથી કહેવા માગતો, સરખી કેળવણી, સરખી બુદ્ધિ, સરખી લાગણી, સરખી ટેવો એમ પણ નથી કહેવા માગતો, હું તો સરખા સંસ્કાર કહેવા માગું છું. બંનેને ગમવા ન ગમવાની વસ્તુઓ લગભગ એક જ હોય; જીવનના વ્યવહારો વિષે વિચારવાનું આવે તો લગભગ એક જ

રીતે વિચારે એવું માનસિક ઘડતર હોય; પ્રેમ, ઉદારતા, ઘસાવાની વૃત્તિ વગેરે ગુણો લગભગ સમાન હોય—એને હું સમાન સંસ્કાર કહું છું. અને જીવન વિષેની કલ્પના—જીવનનું અંતિમ નિશાન—એક હોય એને હું સમાન આદર્શ કહું છું. આ પ્રકારની સમાનતા લગ્નમાં આવશ્યક છે. આ ઉપરાંત એકબીજાની ટેવોની અને પૂર્વજીવનની માહિતી પણ જરૂરી છે એ એટલા માટે કે, નિત્યજીવનમાં એકબીજાને અનુકૂળ શી રીતે થઈ શકાશે તેનો ખ્યાલ આવે. મને લાગે છે કે આટલું હોય તો લગ્ન-જીવનમાં અસંતોષનું પ્રમાણ કોઈ દિવસ હદ બહાર ન જાય. હવે આપણે વિચારવાનું એ છે કે આ તત્ત્વો પચીસ—પચાસ વર્ષ પહેલાં આજના કરતાં શુદ્ધ સ્વરૂપમાં હતાં ?

આપણે એટલું તો જાણીએ છીએ કે તે દિવસની અને આજની લગ્નપ્રથામાં તો ખાસ ફેર નથી પડ્યો. જ્ઞાતિનાં બંધન પણ લગભગ સરખાં જ રહ્યાં છે. આજે તો પરણનાર યુગલ કોઈ કોઈ સ્થળે એકબીજાને 'જોવાનું' ફારસ પણ કરે છે. તે દિવસે તો એટલું પણ નહોતું. આજ કરતાંયે વધુ કડક રીતે તે દિવસે માબાપોના હાથમાં પુત્ર—પુત્રીનાં લગ્નની સત્તા હતી. આવું બધું હોવા છતાં આજના કરતાં તે દિવસે પેલાં તત્ત્વો વધુ જળવાતાં એમ મારું માનવું છે. લોકોમાં એ તત્ત્વો જાળવવાની બુદ્ધિ હતી કે વૃત્તિ હતી એટલા માટે નહિ, એ વિષે તો આજના જેવી જ સ્થિતિ હતી—કદાચ આજની સ્થિતિ કંઈક સારી, પણ તે દિવસે રચના એવી

હતી કે માબાપની પસંદગીમાં પેલાં તત્ત્વોની જાળવણી થઈ જાય. હું તો એટલે સુધી કહું છું કે આજે આપણી જાતે જ આપણે પસંદગી કરીએ છીએ તેમાં જે ભૂલો થવાનો સંભવ છે તેટલી ભૂલો થવાનો સંભવ એ પસંદગીમાં નથી. હું એટલા માટે માની લઉં છું કે સ્નેહલગ્ન ઇચ્છનારાં પણ સમાન સંસ્કાર અને સમાન આદર્શોને જરૂરી સમજે છે અને પરસ્પરની ટેવો અને પૂર્વજીવનની માહિતી પણ આવશ્યક માને છે; તો પછી આપણે જોઈએ કે સમાજની તે દિવસની રચના કેવી હતી અને આજની કેવી છે. આપણે એ પણ જોઈએ કે એ સમાજરચના પ્રમાણેની પ્રથા આજે શા માટે ન ચાલી શકે.

ઘણાં વર્ષો થયાં આપણે ત્યાં વર્ણવ્યવસ્થા દાખલ થઈ ગઈ છે હું ધારું છું કે એ પ્રયત્નપૂર્વક દાખલ કરવામાં નહિ આવી હોય, સ્વાભાવિક રીતે એ સ્થિતિ આવી હશે અને તે દિવસે શાણા માણસોએ વિચાર કરી એને વ્યવસ્થિત રાખવા માટે નિયમો ઘડી કાઢ્યા હશે. વર્ણવ્યવસ્થા એ સમાજરચનાનો આદર્શ છે કે નહિ એ ચર્ચવાનું આ સ્થળ નથી, આ તો જે હતું તેની વાત થાય છે. વ્યવસ્થિત વર્ણોને લઈ સમાજમાં ઊથલપાથલ બહુ ઓછી થતી અને લગભગ આખો સમાજ સરખી રીતે જ જીવન ગુજારતો. તે દિવસે કુટુંબો પણ આજના પ્રમાણમાં વ્યવસ્થિત હતાં, કારણ કે મોટે ભાગે પિતાનો ધંધો જ પુત્ર કરતો અને પિતાને જ પોતાના આદર્શ જેવા ગણતો.

એક એવી માન્યતા પણ પ્રબળ સ્વરૂપમાં હતી કે પુત્રે પિતાની છાયા સ્વીકારવી જ જોઈએ. તે દિવસે યંત્રો નહોતાં, દુનિયામાં ગમે ત્યાં દોડ્યા જવાની સગવડો પણ નહોતી, જીવનની જરૂરિયાતો બહુ ઓછી હતી અને તે યોગ્ય પરિશ્રમપૂર્વક મળી રહેતી. હું બહુ જૂના કાળની વાત નથી કરતો–યંત્રયુગ આવ્યા પહેલાંની જ વાત કરું છું.

હવે આપણે જોઈએ કે આજે માબાપો પસંદગી કરે છે તે કઈ રીતે કરે છે. તેઓ વર કે કન્યાને જુએ છે, આડકતરી રીતે એના વિષે જાણી શકાય એટલું જાણી લે છે; પણ મુખ્યત્વે તેઓ વર કે કન્યાનાં માબાપને જ જુએ છે, એનાં કુળને, આબરૂને, એમના વડવાઓની કારકિર્દીને, એ કુટુંબમાં વસેલાં બીજાં માણસોને, અને એટલું જ નહિ, પણ એ કુટુંબનાં દીકરા–દીકરીઓ પરણાવ્યાં હોય તેમનું સંસારજીવન કેવું વીતે છે તે પણ તપાસે છે અને એ બધી તપાસને વર કે કન્યા કરતાંયે વધુ મહત્ત્વ આપે છે. આજે આ સ્થિતિ વર્તે છે તે નવી નથી. આ પ્રમાણે જ વધુ કડક રીતે પહેલાં આ સ્થિતિ પ્રવર્તતી. મારું એમ માનવું છે કે આગળ આજના કરતાં ભલે કડક રીતે પણ કંઈક વિચારપૂર્વક આ વસ્તુ થતી. એમ માલૂમ પડે છે કે ઉત્તરોત્તર વિચાર ઓછો થતો ગયો છે અને એ રીતને હઠપૂર્વક પકડી રાખવામાં આવી છે. જો વિચારશક્તિ જાગૃત રહી હોત તો આજે એ રીતમાં ફેરફાર થયા જ હોત, કારણ કે આજની સ્થિતિ તદ્દન પલ-

ટાઈ ગઈ છે. સ્થિતિમાં શો પલટો આવ્યો છે તે જોવા પહેલાં પહેલી રીતની પાછળ કયા વિચારોનું–કઈ ગણતરીનું બળ હતું તે આપણે જોઈ લઈએ. મને લાગે છે કે એની પાછળ ચોક્કસ વિચારો હતા જ.

પહેલો વિચાર એ લાગે છે કે, તે દિવસે વ્યક્તિનો સ્વતંત્રપણે વિચાર નહોતો થતો. વ્યક્તિ એ કુટુંબનું અંગ છે એ રીતે જ–એટલું જ એને મહત્ત્વ અપાતું. કુટુંબમાં એક પણ માણસનો ઉમેરો કરવો કે કુટુંબે બીજા કુટુંબ સાથે સંબંધ બાંધવો એ એક વ્યક્તિનો પ્રશ્ન નહિ પણ આખા કુટુંબનો પ્રશ્ન હતો, એટલે પરણનાર વ્યક્તિ નહિ પણ આખા કુટુંબનો મુખી આ બધી તપાસ કરતો; કારણ કે પરણનાર વ્યક્તિ તો પોતાના ઓછા અનુભવને લઈ, ક્યારેક આકર્ષણને લઈ, ક્યારેક સ્વાર્થવશ બની, ભૂલ કરી બેસે એવો ખ્યાલ રહેતો.

બીજો વિચાર એ લાગે છે કે, કુટુંબો વ્યવસ્થિત અને સ્થિર હોવાને કારણે સામાન્ય રીતે કુટુંબમાં જે પ્રકારના ગુણ–અવગુણ હોય તે જ પુત્ર–પુત્રીમાં ઊતરે અને કુટુંબમાં જે પ્રકારના આદર્શો પોષાતા હોય તે જ પુત્ર–પુત્રીનાં જીવનમાં પણ હોય એ પ્રકારની માન્યતા. કુટુંબને અને એની આજુબાજુના વાતાવરણને તપાસી લઈએ તો એમાંથી જન્મ પામનાર, એમાં જ ઊછરનાર, એ જ રીતે જીવનાર વ્યક્તિને બહુ તપાસવાની જરૂર ન રહે અને બનતાં સુધી પરીક્ષામાં ભૂલ ન થાય એ જાતનો ખ્યાલ.

મને લાગે છે કે, આ બંને વિચારો એ પરિસ્થિતિમાં સાચા હતા. ઉપરાંત, એ દિવસોમાં આજના જેવા ઉગ્ર સ્વરૂપમાં વર્ગભેદ પણ નહોતા; અને જે નજીવા ભેદ હતા તે સમાજના ખ્યાલમાં હતા અને એ તરફ બરાબર લક્ષ અપાતું. ભાગ્યે જ મધ્યમવર્ગનો માણસ કોઈ અમીર–ઉમરાવને પોતાની કન્યા આપવા જતો. સામાન્ય રીતે પોતાના કૂંડાળામાં જ, જ્યાં એકબીજાનો પૂરો પરિચય હોય ત્યાં જ, આ પ્રકારના વ્યવહારો થતા.

આટલા ઉપરથી સમજાયું હશે કે તે દિવસે લગ્નજીવનમાં અસંતોષનું પ્રમાણ ઓછું હતું તેનાં કારણોમાં અજ્ઞાનનો અભાવ એ મુખ્ય નથી પણ પસંદગી બનતાં સુધી સાચી થતી એ છે. અજ્ઞાન નહોતું જ અથવા એ લગ્નો આદર્શ હતાં એમ હું કહેવા નથી માગતો, કારણ કે તે દિવસની રચનામાં પણ સ્ત્રીને પોતાનો પતિ તો પ્રભુ જ હતો, અને માત્ર પતિ જ નહિ પણ કુટુંબનાં સહુ માનતાં કે વહુનો ધર્મ કુટુંબની સેવા કરવાનો, કુટુંબનાં રીતરિવાજ સમજી એને અનુસરવાનો અને પોતાનાં માબાપનો ખ્યાલ ગૌણ કરી આ ઘરને જીવનનું સર્વસ્વ માનવાનો છે. જ્યાં આવા એકપક્ષી ત્યાગને સ્થાન હોય ત્યાં આદર્શ લગ્નનું નામ ન શોભે, પરંતુ આજની સરખામણીમાં તો એ લગ્નો સારાં હતાં જ એમ હું ચોક્કસપણે માનું છું. ઘણીવાર એમ થઈ જાય છે કે, સ્ત્રી અને પુરુષ એ બંને 'સમાજનાં સરખાં જ પ્રતિષ્ઠાપાત્ર અંગો છે' એ વિચારનો

સમાજમાં સ્વીકાર થઈ જાય તો લગ્નનાં અર્ધાં ઉપરાંત અનિષ્ટો નાશ પામે.

આપણે જોયું કે આગળનાં લગ્નોમાં અસંતોષનું પ્રમાણ ઓછું હતું તેનું મુખ્ય કારણ લગભગ સાચી એવી પસંદગી હતી. લગ્નની પ્રથા અને પસંદગીની રીત તો આજે એવી જ રહી છે, પણ આખી કુટુંબરચના અને સમાજરચના બદલાઈ ગઈ છે તે આપણો સમાજ જોતો જ નથી. જો આપણા વડીલો વેળાસર નહિ ચેતે તો આનું પરિણામ ખરું જ આવવાનું છે—આવવાનું ક્યાં, આવી જ રહ્યું છે. રોજ ને રોજ આપણે ચોંકાવનારા બનાવ નથી જોતા? નથી વાંચતા? નથી સાંભળતા? હવે આપણા વડીલોએ, અને એ જ પ્રથાને ટકાવી રહેલા સૌએ, સમજી લેવાની છેલ્લી ઘડી આવી પહોંચી છે.

સમાજની રચના બદલાઈ ગઈ છે, કુટુંબો છિન્નભિન્ન થઈ ગયાં છે, વર્ણાશ્રમનો લોપ થવા આવ્યો છે. આજે પિતા કાઠિયાવાડના ગામડામાં વસતા હોય છે અને પુત્ર દરિયાપાર રહેતો હોય છે. વ્યવહારનાં સાધનો વધી જવાથી પસંદગીનું ક્ષેત્ર વિશાળ બન્યું છે. ધંધા–રોજગાર અને જીવનના બીજા વ્યવહારને અંગે બીજા વર્ગો સાથે સંબંધ બંધાયા છે. દુનિયાનો એક પણ છેડો એવો નથી રહ્યો કે જ્યાં ન જઈ શકાય, અને ધરતીના પડ ઉપર ક્યાંય પણ નાનો સરખો બનાવ બને તેની થોડા જ

કલાકોમાં આખી દુનિયામાં જાણ ન થઈ જાય. માણસોએ વિચારવા માંડયું છે અને એ વિચારો સારા હોય કે નરસા હોય પણ છાપાંઓ વાટે, પુસ્તકો વાટે, નાટક, સિનેમા ને રેડિયો વાટે આખી દુનિયામાં પ્રતિક્ષણે પ્રસરી રહ્યા છે. આવે વખતે આપણે જૂની જ પ્રથાને, એના એ જ સ્વરૂપમાં, સંઘરી રાખીએ તો આપણા જેવું મૂર્ખ કોણ ? આજે પિતા ઉપરથી પુત્રની પસંદગી થાય એવું રહ્યું છે જ કયાં ? મોચીનો દીકરો વકીલાત કરતો હોય છે અને વાણિયા–બ્રાહ્મણનો દીકરો સિપાઈ-ગીરી કરતો હોય છે એ આપણે કયાં નથી જાણતા ! દૂર શા માટે, હું મારો પોતાનો જ વિચાર કરું છું તો હું સ્પષ્ટ જોઈ શકું છું કે મારા પિતા ને એમના પિતા વચ્ચે જે અંતર હતું તે કરતાં તો હજારગણું અંતર અમારા બે વચ્ચે આજે છે–અરે, અમે ઊલટી જ દિશામાં વેગભર કૂચ કરી રહ્યા છીએ.

સમાજનો મોટો ભાગ હમેશાં વિચારોમાં આળસુ રહ્યો છે. જૂની પ્રથાને ટકાવવા એ તનતોડ મહેનત કરશે, એ માટે જેટલી મુસીબતો આવી પડશે તે સહન કરશે, કુટુંબજીવનમાં ઝેર ફેલાઈ જશે તો પણ સાંખી સકશે; પણ વિચારની જે ગાંઠ બંધાઈ ગઈ છે તે તો નહિ જ કાપે. આ વિચારહીન નિયમનો જાણે પ્રત્યાઘાત થતો હોય તેમ આજે નવા વિચારોનાં મોજાં ઊછળવા લાગ્યાં છે. જૂનું બધું બાળી નાખવા માટે કેટલાય જુવાનો તત્પર થયા છે તે આપણે જાણીએ છીએ.

જે નિયમન સમાજજીવનની રક્ષા માટે આવશ્યક અને વિવેકપૂર્વક સ્વીકારવામાં આવ્યું હોય, વ્યક્તિવિકાસને બળ આપનારું હોય, તે પણ ફગાવી દીધાના દાખલાઓ બનતા જ જાય છે. મને એમ થાય છે કે આજે આપણે સંક્રાંતિકાળમાંથી પસાર થઈ રહ્યા છીએ. આપણે નહિ ચેતીએ તો જૂની લગ્નપ્રથાનાં શુભતત્ત્વોનો પણ નાશ થવાનો છે અને એ સાથે જ આપણી કુટુંબસંસ્થાનું પણ આવી બનવાનું છે.

આ પરિસ્થિતિમાં આપણે સમજુ જુવાનો શું કરીશું?

•

## ૧૬

# ફરજિયાત કુંવારાપણું

જૂની લગ્નપ્રથાના દોષો આપણે ટૂંકમાં જોયા, પણ એ તો એના તાત્ત્વિક દોષો છે, એના વ્યવહારિક દોષોનો તો કોઈ પાર નથી. લગ્નમાં જ્ઞાતિ-ગોળનાં બંધનો, ઊંચાં-હલકાં કુટુંબોનાં બંધનો, વરવિક્રય, કન્યાવિક્રય, સાટાં વગેરે એક એક દોષનું પૃથક્કરણ કરીએ તો દરેક માટે પુસ્તક લખવું પડે, પણ એ બધા દોષોને ટપી જાય એવા બે દોષ મને લાગ્યા છે. એક તો ફરજિયાત વૈધવ્ય : એ સ્ત્રીઓ માટે અને બીજું ફરજિયાત કુંવારાપણું : એ પુરુષોને માટે. આ બેમાં કયો વર્ગ વધુ કરુણાપાત્ર છે તે કહેવું કઠણ છે. દેખીતી રીતે તો વિધવાઓ જ દુઃખ, અપમાન, તિરસ્કાર વગેરે સહન કરી રહી છે અને અપરિણીત પુરુષોમાંથી તો કેટલાક 'નાગા' થઈને પણ સમાજમાં ફર્યા કરે છે; પણ મને લાગે છે કે એ નફ્ફટ દેખાતા માણસો પણ દયાપાત્ર જ છે. એની નફ્ફટાઈના દોષમાંથી સમાજ છટકી શકે એમ નથી. વિધવાના મન ઉપર તો

રિવાજનું એટલું પ્રાબલ્ય હોય છે કે એ મનને રાત-દિવસ માર્યા કરે છે, પણ પેલો પુરુષ તો રાત-દિવસ સ્ત્રીને ઝંખતો જ જીવનની પળો પસાર કરે છે.

આ ફરજિયાત કુંવારાપણા તરફ આપણા સમાજમાં બહુ ઓછાનું ધ્યાન ગયું છે. આપણી આજુબાજુ જ આપણે આંખ ફેરવીએ તો આપણા કે આપણા પડોશીના કુટુંબમાંથી આવા પુરુષો મળી આવે એવડી મોટી એની સંખ્યા છે. વધુ ખાતરી કરવી હોય તો કોઈ સમાજસેવકને પૂછજો. મને સમાજસેવાના ત્રણ-ચાર પ્રસંગો સાંપડ્યા છે તે ઉપરથી હું કહી શકું છું કે એવાઓની સંખ્યા ઘણી મોટી છે. કોઈ વિધવા, ત્યક્તા કે દોષિત કુમારિકા માટે યોગ્ય પતિની માગણી કરવામાં આવે છે ત્યારે સેંકડોની સંખ્યામાં અરજીઓ આવી પડે છે એ દરેક સમાજસુધારકનો અનુભવ હશે. અને એ અરજી તમે જુઓ તો તમારે હસવું કે રડવું તે તમે નક્કી જ ન કરી શકો. એ અરજીમાં પોતે કેમ અપરિણીત રહી ગયો છે તેનાં કારણો આપ્યાં હોય, પોતાની લાયકાત આપી હોય, પોતે પરણીને એના સાથી સાથે કેમ વર્તશે એનું ધ્યાન પણ આપ્યું હોય. સાચે જ આપણું હૃદય રડી ઊઠે એવું એ વર્ણન હોય છે. આ કાગળો વાંચીને માણસોને હસતા પણ મેં જોયા છે, પણ એમ તો આપણે શાના ઉપર નથી હસતા? ભિખારીના ચેનચાળા ઉપર નથી હસતા? અપંગની અપંગતા ઉપર નથી હસતા? ગાંડા માણસના તોફાન ઉપર નથી હસતા?

પેટને ખાતર નાચ કરતી ને શરીર વેચતી વેશ્યા ઉપર નથી હસતા ? આપણે હસીએ તો છીએ, કારણ કે આપણે કે આપણું સ્વજન એ સ્થિતિમાં નથી; અને આપણને નાનપણથી એવી તાલીમ મળી હોય છે કે આપણા માટે અને આપણાં સ્વજનો માટે આપણા હૃદયમાં સદૈવ પ્રેમ ઊભરાતો રહે અને બીજાઓ માટે નિર્દયમાં નિર્દય થતાં પણ આપણે આંચકો ન ખાઈએ.

વિધવાના પ્રશ્નને આપણે પછી વિચારીએ. આ ફરજિયાત કુંવારાપણું શી રીતે ટાળી શકાય ? લગ્ન એ કંઈ એવી બાબત નથી કે એ સાટે કાયદો કરીને એવો હુકમ બહાર પાડીએ કે કોઈ યુવક કે યુવતી આટલી ઉંમર પછી કુંવારાં રહી શકશે જ નહિ. પણ સમાજની આજની રચનામાં ફેરફાર કરવા માટે કાયદાની મદદની જરૂર પડે તેટલી જરૂર લેવી જોઈએ. ફરજિયાત કુંવારાપણાના મૂળમાં શું છે ? શાને લઈને એમ બને છે ? કોઈ કહેશે કે જ્ઞાતિમાં કન્યાઓ ઓછી હોય છે તે જ્ઞાતિમાં એમ બને છે, તો હું કહીશ કે એ વાત ખોટી છે, કારણ કે જે જ્ઞાતિઓમાં ઘણી કન્યાઓ છે અને જેનાં માબાપ રાતદિવસ જેને પરણાવવા માટે ચિંતાતુર હોય છે તે જ્ઞાતિમાં પણ આવા સેંકડો પુરુષો મળી આવે છે-કારણ કે આપણા સમાજમાં પ્રતિષ્ઠાનાં જે ધોરણો બંધાયાં છે તે ધોરણ પ્રમાણે જ મોટા ભાગના માણસો ચાલે છે અને એમ ચાલે છે માટે જ તો એ ધોરણો ટકી રહ્યાં છે. સૌથી વધુ પ્રતિષ્ઠા

પૈસાને વરી છે અને ત્યારપછીની પ્રતિષ્ઠા શિક્ષણને વરી છે; એટલે પોતાની ગમે તેવી કન્યા માટે માબાપ પૈસાદાર અને અથવા શિક્ષિત છોકરો જ શોધે છે, અને કન્યાની પસંદગીમાં પૈસાદારનું ધ્યાન ઓછું રખાય છે પણ વધુ મહત્ત્વ રૂપ અને શિક્ષણને મળે છે. આમાં બીચારા ઓછું ભણેલા અને પૈસા વિનાના રવડી પડે છે. કન્યા કુરૂપ, અશિક્ષિત અને ગરીબ નથી હોતી એમ નહિ, પણ આ કમભાગી સમાજમાં એક એવો વર્ગ પેદા થઈ ગયો છે જે આ બાબતની કુશળતા ધરાવે છે. દરેક ગામમાં એ અવ્યવસ્થિત વર્ગના માણસો મળી આવશે કે જે અનેક ઘરોના આવા વ્યવહારોનો ઉકેલ લાવી આપે. આ માણસો કન્યાને ગમે તેમ કરીને પણ પરણાવી દે છે. આપણા સમાજમાં એ સંસ્કારો તો અત્યંત દૃઢ છે કે કન્યા કુંવારી રહી શકે જ નહિ, એટલે એના વિષે માબાપો નાનપણથી જ ચિંતાતુર રહે છે અને મોકો મળતાં જ એ ચિંતા દૂર કરે છે. ત્યારે છોકરા માટે એ સ્થિતિ નથી. એનાં માબાપો એની ચિંતા કરે છે પણ છોકરીના પ્રમાણમાં કંઈ જ નહિ; અને એને વયનો પણ બાધ નથી, એ ગમે ત્યારે પરણી લેશે એમ લાગે છે અને વખત જતાં એની ઉંમર એટલી મોટી થઈ જાય છે કે એને પરણવાની આશા જ નથી રહેતી.

સમાજના આ કરુણ પાત્રની આખો સમાજ મશ્કરી કરે છે. એ પુરુષ છે એટલે એને બહારની જિંદગી ગાળવાની હોય છે, એ દુનિયાને અને દુનિયાના રંગરાગોને વધુ જોઈ શકે છે.

જેમ જેમ એ લગ્નમાં નિષ્ફળ જતો જાય છે તેમ તેમ એની તમામ વાસનાઓ ને આકાંક્ષાઓ એ એક જ ઇચ્છામાં કેંદ્રિત થઈ જાય છે. હજારો લગ્નજીવન નિષ્ફળ હોય છે ને એમાં સદૈવ આગના ભડકા બળતા હોય છે તે એ જુએ છે, પણ માનતો નથી. લગ્નમાં જવાબદારી અને બંધનનો કોઈ પાર નથી એમ એ જાણે છે, પણ એ તરફ ધ્યાન આપતો નથી અને લગ્ન વિના જીવનમાં કશું જ નથી એમ એને લાગ્યા કરે છે. એને માત્ર વિષયવાસનાની અદમ્ય વૃત્તિ સામે જ ઝઘડવાનું નથી રહેતું, પણ એ સાથે લગ્નજીવનનાં અનેક નાનાં મોટાં સુખો કલ્પી, એમાં રાચી, એ મૃગજળ માટે ફાંફાં મારવાનું પણ હોય છે.

આ સ્થિતિનું પરિણામ શું આવે? મને લાગે છે કે આ સવાલનો જવાબ સાવ સહેલો છે. આપણને ખબર નથી પડતી પણ આ સવાલ અને એનો જવાબ સમાજના માટે ભારે આફતરૂપ છે.

આનો કોઈ ઉપાય? જેમ સર્વરોગનો ઉપાય કેળવણી છે તેમ આનો ઉપાય સમાજમાં સાચા વિચારોની કેળવણીમાં તો છે જ, પણ એ ઉપરાંત કરી શકાય એવો ઉપાય તો મને જ્ઞાતિ–ગોળનાં બંધનો કાપી નાખવાનો અને લગ્ન ઇચ્છતી વિધવાઓને છૂટ આપવાનો લાગે છે. એ કામ ઘણું કઠણ છે તે હું જાણું છું, પણ એમ કર્યા વિના નિકાલ આવશે જ નહિ. જો એમ બનશે તો ક્ષેત્ર ઘણું વિશાળ

થશે અને એ ક્ષેત્રમાં યોગ્ય પાત્ર મળી રહેશે. જ્ઞાતિ-ગોળનાં બંધનો દૂર થાય અને વિધવાઓ સ્વતંત્રતાપૂર્વક પરણી શકે એ સ્થિતિ સમાજમાં આવશે ત્યારે છોકરા-છોકરી વિષેની આજની માન્યતામાં અને પ્રતિષ્ઠાનાં ધોરણોમાં પણ મોટો ફેરફાર થઈ ગયો હશે. ફરજિયાત કુંવારાપણાનું એક મોટું કારણ તો એ છે કે છોકરીને ગમે તેમ કરીને પણ પરણાવી દેવામાં આવે છે અને છોકરીના પ્રમાણમાં છોકરા વિષે બેદરકાર રહેવાય છે એટલે છોકરાની ઉંમર મોટી થતાં એને કન્યા મળી શકતી જ નથી. મોટી વયની વિધવા મેળવવાનો એને અવકાશ નથી અને જ્ઞાતિનું બંધન હોવાથી એ બીજી તરફ નજર કરી શકતો નથી.

એટલે આપણે બે પ્રશ્નો ખાસ કરીને વિચારવાના રહે છે—એક તો વિધવાનો પ્રશ્ન અને બીજો જ્ઞાતિનો પ્રશ્ન.

હું તો ઝપાટાબંધ એ કહી દેવા તૈયાર છું કે, જો જ્ઞાતિઓનો નાશ આ ક્ષણે શક્ય હોય તો એક ક્ષણનો પણ વિલંબ કરવો એમાં સમાજ પ્રત્યે ગુનો રહ્યો છે. આજે જે સ્વરૂપે જ્ઞાતિઓ જીવી રહી છે તે સ્વરૂપમાં એક જ શુભ તત્ત્વ છે અને તે સંગઠનનું, એ તત્ત્વ આપણે અનેક રીતે જાળવી શકીએ એમ છીએ, પણ બીજાં જે અશુભ તત્ત્વો મૂળથી ટોચ સુધી પ્રસરી ગયાં છે તે જ્ઞાતિઓના નાશ વિના નીકળી શકે એમ નથી. જ્ઞાતિઓનું સૌથી ખરાબમાં ખરાબ પરિણામ

અભિમાન, ઊંચ–નીચનો ભેદ છે. નાનપણથી જ બાળકના મગજમાં એ ઝેર રેડાય છે કે પોતે અમુકથી ઊંચો છે અને અમુકથી નીચો છે. આ એક અનિષ્ટ જ એના નાશ માટેના કારણરૂપે પૂરતું છે. એ ઉપરાંત જ્ઞાતિને લઈને સંકુચિતતા પેદા થઈ છે, એને લઈને કોઈ પણ માનવી પ્રત્યે આદર કે પ્રેમ રાખવાની વૃત્તિ નીકળી ગઈ છે. વાણિયો દુઃખી વાણિયાને મદદ કરશે પણ દુઃખી લોહાણાને નહિ કરે. બ્રાહ્મણ પોતાના દાનનો ઉપયોગ બ્રાહ્મણો માટે કરશે પણ પાટીદાર માટે નહિ કરે. આમ દરેક કોમ પોતાનો સ્વાર્થ જ સાધવાની વૃત્તિ રાખીને બેઠી છે. અને આવી કોમોના પણ ઝૂમખાં બંધાઈ ગયાં છે અને એને લઈ ઊંચ અને નીચના બે મોટા વર્ગો પડી ગયા છેઃ જેમકે વાણિયા–બ્રાહ્મણ એ ઊંચ વર્ણ ગણાય અને કોળી–વાઘરી હલકા ગણાય. દરરોજના વ્યવહારમાં પણ એમ બોલાય છેઃ 'આ તે વાણિયા–બ્રાહ્મણનો અવતાર છે કે કોળી–વાઘરીનો !' આ જ્ઞાતિ–સંસ્થાએ એક બીજું અનિષ્ટ પણ પેદા કર્યું છે અને તે અનિષ્ટ એ છે કે, મજૂરીનું, મહેનતનું, સફાઈનું, કારીગરીનું વગેરે કામ તો વાણિયા–બ્રાહ્મણ સિવાયના વર્ગે જ કરવાનું. એ વર્ગ હલકો ગણાય અને એનાં કર્મો પણ હલકાં જ ગણાય. આ રીતે સમાજને માટે જે સૌથી વધુ જરૂરી કર્તવ્યો છે તે હલકાં મનાયાં છે અને એથી જે વર્ગને એ કરવાં પડે છે તે વર્ગ એને સારામાં સારી રીતે કરતો જ નથી, કારણ કે એ કામની પ્રતિષ્ઠા તો હોતી જ નથી, અને એ કામ હલકું છે માટે એને

મજૂરી પણ નજીવી જ મળતી હોય છે—પરિણામે આખો સમાજ કર્તવ્યભ્રષ્ટ બન્યો છે.

નવા વિચારો ધરાવનારાઓમાંથી ભાગ્યે જ કોઈ જ્ઞાતિઓની તરફેણ કરતું હશે. જૂના માણસો એને ટકાવવા માટે મથવાના, કારણ કે એ લોકો બુદ્ધિથી વિચારવાની ના જ પાડે છે. વાણિયા-બ્રાહ્મણ જ ના પાડતા હોય તો તો આપણે એમ કહીએ કે એમને એમની પ્રતિષ્ઠા ટકાવવી છે, પણ જ્યાં કોળી-વાઘરી ને ઢેડ-ભંગી પણ ના પાડે ત્યારે શું ધારવું? જડતા સિવાય બીજું શું કારણ આપી શકાય?

આપણે જ્ઞાતિસંસ્થા વિષે થોડો વિચાર કરી લીધો. જ્ઞાતિઓ લગ્ન અંગેના વિચારોમાં એટલું અગત્યનું સ્થાન ભોગવે છે કે એ વિચારો વિના આપણે આગળ વધી શકીએ એમ જ નહોતા. ફરજિયાત કુંવારાપણું, આ જ્ઞાતિઓનાં બંધન દૂર થવાથી અને વિધવાઓને લગ્નની છૂટ મળવાથી, નાશ ન પામે તો અપવાદરૂપ તો બની જ જાય.

વરવિક્રય, કન્યાવિક્રય અને સાટાં એ આપણા સમાજના મોટા રોગો છે. મને લાગે છે કે જો જ્ઞાતિસંસ્થાઓ તૂટે તો આ રોગો દૂર કરવામાં પણ ઘણી મદદ મળે. અંતે અનિષ્ટ–માત્ર અજ્ઞાન અને સ્વાર્થ ઉપર જ નભેલું હોય છે, સમાજમાં લગ્નને સાચા સ્વરૂપે સમજનારો વર્ગ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ એ અનિષ્ટોની શક્તિ ઓછી તો થતી જ

જાય છે, પણ દુઃખની વાત એ છે કે આપણા સમાજમાં સમજણનું પ્રમાણ હજી ઠીક છે, પરંતુ એ સમજણને આચારમાં ઉતારવા માટે જે શક્તિ જોઈએ તે નથી. સદ્‌ભાગ્યે બીજાં અનિષ્ટોમાં એની તરફેણ કરનારો એક વર્ગ છે તેમ આમાં નથી. કન્યાવિક્રય કે વરવિક્રયમાં કોઈ લાભ રહ્યો છે અથવા એ તો સારું છે એવું કોઈ કહેતું સાંભળ્યું નથી.

હવે આપણે વૈધવ્યના પ્રશ્નનો વિચાર કરીએ.



## ૧૭

# વિધવાનો પ્રશ્ન

આ અભાગી દેશે કોણ જાણે કેટલા પ્રશ્નો ઉકેલવાના છે! આંકડાશાસ્ત્રીઓ કહે છે કે, આ દેશમાં લગભગ અઢી કરોડ વિધવાઓ છે. એનો અર્થ એ થયો કે દર સાત સ્ત્રીમાં એક વિધવા હોય છે. પંદર વરસ કરતાં નાની ઉંમરની વિધવાઓનો આંકડો પણ સાડા ત્રણ લાખ જેટલો છે. આ સ્થિતિ કેટલી કરુણ અને કેટલી શરમજનક છે! આપણા કપાળ ઉપર અસ્પૃશ્યતાના જેવું જ આ બીજું કલંક ચોંટેલું છે. આ વિધવાઓને પરણવાની છૂટ આપવાની જ્યારે જ્યારે વાત આવે છે ત્યારે ત્યારે આપણા વડીલોના દુઃખ અને રોષનો પાર નથી રહેતો. એમને થાય છે કે આવું થતાં પવિત્રતા નાશ પામશે, ધર્મનું અધઃપતન થશે, પૃથ્વી ઉપરથી પુણ્ય ઊડી જશે. આપણે નવા લોકો એ કરતાં સાવ જુદું જ વિચારીએ છીએ. આપણને થાય છે કે આજે જે પ્રકારે વૈધવ્ય પળાવવામાં આવે છે તે પ્રકારમાં હિંસા, અજ્ઞાન અને પાપ ભર્યાં છે. પવિત્રતાની

કે ધર્મની વાત કરનાર એક ક્ષણ પણ આ પાપને સંઘરી શકે નહિ. આ બંને વિચારો વચ્ચે સમાધાનની કોઈ આશા નથી. આપણે સમાધાન કરવું પણ નથી કારણ કે માનવજાતના કોઈ પણ ભાગને સ્વતંત્રતાનું દાન કરવાનો આપણને અધિકાર નથી. વિધવાઓને છૂટ આપનાર આપણે કોણ? આપણે તો આજે જાલિમ થઈને બેઠા છીએ એટલે આપણે આપણું કર્તવ્ય સમજી એ જાલિમપણું છોડી દઈએ તો ઘણું થયું, બાકીનું બધું આપોઆપ થઈ રહેશે. વિધવાઓ શા માટે ન પરણી શકે એનું પ્રબળ કારણ આજ સુધીમાં કોઈ આપી શક્યું નથી. એક લૂલી દલીલ એમ કરવામાં આવે છે કે, 'સંયમ એ ધર્મનું સારતત્ત્વ છે અને વૈધવ્યમાં સંયમ રહ્યો છે એટલે વૈધવ્ય એ હિંદુધર્મની શોભા છે.' આ દલીલ મુખ્યત્વે તો પુરુષ જ કરે છે—જેને ધર્મની દૃષ્ટિએ, કાયદાની દૃષ્ટિએ, લોકાચારની દૃષ્ટિએ, બધું જ કરવાની છૂટ છે. જેમ કોઈ લખપતિ ભૂખ્યાને ટળવળતો જોઈ ગરીબાઈનું માહાત્મ્ય વર્ણવે તેમ આપણા પુરુષો વૈધવ્યનું માહાત્મ્ય વર્ણવે છે. આ રૂઢિનું પ્રાબલ્ય એટલું બધું છે કે પુરુષો તો ઠીક, સ્ત્રીઓ અને વિધવાઓ સુદ્ધાં, વિધવાવિવાહનો વિરોધ કરે છે, પણ એ તો જેમ હરિજનો અસ્પૃશ્યતાનિવારણની હિલચાલનો વિરોધ કરે છે તેમ જ.

આ પ્રશ્નનો ઉકેલ શી રીતે આવે? મને થાય છે કે કોઈ પણ સુધારક તુરત જ બોલી ઊઠશે કે વિધવાવિવાહથી. મને

એ જવાબ ખોટો નથી લાગતો. એમ પણ લાગે છે કે આખા પ્રશ્નનો સાચો અને કાયમી ઉકેલ એમાં જ છે. પરંતુ આપણે જ્યારે રોગના નિવારણનો વિચાર કરતા હોઈએ ત્યારે રોગનાં કારણો પણ જાણવાં જોઈએ અને તે પણ દૂર કરવાં જોઈએ. વિધવાઓની આવડી મોટી સંખ્યાનું મોટામાં મોટું કારણ બાળલગ્ન અને વૃદ્ધબાળલગ્ન છે. 'વૃદ્ધબાળલગ્ન' આપણા બુઢ્ઢાઓ પૈસાના જોરે પંદર–સત્તર વર્ષની કુમારિકાઓને પરણી જાય છે તેને હું કહું છું. આ બંને રિવાજો ભયંકર છે. તેનો અંત આવે તો આ પ્રશ્નની વ્યવહારિક બાજુનો અર્ધો અંત આવી જ જાય. મેં 'વ્યવહારિક બાજુ' શબ્દ વિચારપૂર્વક વાપર્યો છે કારણ કે આ પ્રશ્નની તાત્ત્વિક બાજુ પણ છે: એ સ્ત્રી અને પુરુષની સમાનતાની અને માનવીના સ્વતંત્ર વ્યક્તિત્વની-એ આપણે પછી વિચારીએ. આ બાળલગ્ન અને વૃદ્ધબાળલગ્ન અટકી જાય તો પ્રતિદિન વિધવાઓની સંખ્યા વધતી જાય છે તે ન વધે. અને આ સાથે જ પરણ્યા પછી જેણે સંસારજીવન શરૂ ન કર્યું હોય તે પરણેલી જ ન ગણાવી જોઈએ. જો આટલું થાય તોપણ આ પ્રશ્ન ઘણો સહેલો બની જાય. પરંતુ દુઃખની વાત તો એ છે કે, જૂની પ્રથાને સાચવી બેઠેલા આપણા વડીલો આટલું કરવાને પણ તૈયાર નથી થતા. એમણે તો પોતાના રિવાજોને મડાગાંઠ વાળીને પકડી રાખ્યા છે. મને થાય છે કે એ રિવાજોનો નાશ કરવા માટે આપણે જે અગ્નિનો ઉપયોગ કરશું તે આપણા વડીલોને દઝાડશે, પણ આપણે કઠણ છાતી કરીને એ સહન કરી લેવું પડશે.

આપણા સમાજજીવનને કલંકરૂપ આવા રિવાજોનાં મૂળ ક્યાં પડયાં છે તે જોવાનો હું પ્રયત્ન કરું છું ત્યારે મને ફરી ફરીને એમ લાગે છે કે, પુરુષે સ્ત્રીને પોતાની માલિકીની વસ્તુ માની હશે એટલે જ આ બધાં અનિષ્ટો જન્મ્યાં હશે. જો એમ ન હોત તો પુરુષો પણ વૈધવ્ય પાળતા હોત. પુરુષ તો માથાનો મણિ ગણાયો, જીવનનું સારસર્વસ્વ મનાયો, આ લોકનો અને પરલોકનો ઈશ્વર મનાયો–એટલે એના ગયા પછી એના ચિંતનમાં જ સ્ત્રીએ જિંદગી વિતાડવી જોઈએ એવો ધર્મ પેદા થયો. સ્ત્રી પુરુષની સહચારિણી ખરી, પણ પુરુષના પડછાયા જેવી ને દાસી જેવી. આપણા સમાજમાં આ એક જ વિચારનો સ્વીકાર થઈ જાય કે સ્ત્રી અને પુરુષ સમાન છે તો વૈધવ્યનાં ને એવાં અનેક કલંકો ક્ષણવારમાં દૂર થઈ જાય. પણ એ કયે દિવસે સ્વીકારાય ! દુનિયામાં કશું જ એમ ને એમ નથી થતું. આ માટે પણ તપ કરવું પડશે ને બલિદાનો આપવાં જ પડશે, પરંતુ સમાનતાની આ લડત બધી જ બાજુએથી લડવાની રહેશે. મને લાગે છે કે એમાં સૌથી અગત્યનો મોરચો લગ્નનો છે. જો એમાં સ્ત્રી પોતાનું વ્યક્તિત્વ સ્થાપી શકે તો બાકીનું બધું એમ ને એમ આવી જવાનું છે.

મને અત્યારે થઈ આવે છે કે, હું આ પત્રમાં આ લડત વિષે જ તને થોડુંક લખી નાખું, પણ વળી એમ થાય છે કે એમ કરવાથી આપણી વિચારધારા તૂટી પડશે. અત્યારે આપણે જે પ્રશ્ન વિચારીએ છીએ તે આપણા સમાજની

અઢી કરોડ વિધવાઓનો છે. આ વિધવાઓ સમાજથી જુદી નથી રહેતી, કુટુંબોમાં જ રહે છે, એટલે આ પ્રશ્ન લગભગ દરેક કુટુંબનો–એટલે દેશના કરોડો માણસોનો–છે. આપણો દેશ અત્યારે દરેક બાબતમાં કટોકટીની સ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે. આપણી રાજકીય પરાધીનતાનો પ્રશ્ન એટલો ઉગ્ર છે કે ઘણીવાર સમાજના ભીતરમાં સળગી રહેલા આવા પ્રશ્નો તરફ આપણું લક્ષ જ નથી જતું. પરંતુ આપણે સ્વતંત્રતા માટે મથીએ છીએ તે સ્વતંત્રતા આખા દેશ માટેની છે, જેમાં આ અઢી કરોડ કમભાગી જીવોનો પણ સમાવેશ થાય છે. આ વિધવાઓ ઉપર અત્યાચાર કરવામાં આપણે મણા નથી રાખી. એ આર્થિક રીતે પરાધીન છે, એ સામાજિક રીતે અપશુકનિયાળ છે, એ ધાર્મિક રીતે અનેક રૂઢિઓને સાચવનારું સંગ્રહસ્થાન છે, એ દરેક રીતે પતિત છે. એમનો પ્રશ્ન એ આપણી સ્ત્રીજાતિનો સૌથી મોટો પ્રશ્ન છે. આપણે જાણીએ છીએ કે આ પ્રશ્નના ઉકેલમાં આપણી જડતા જ માત્ર આપણને આડે આવે છે. એ જડતા શી રીતે ભેદી શકાય?

પૂ. ગાંધીજી વિધવાને 'ત્યાગમૂર્તિ' કહે છે એ સાચું છે. વિધવાના ત્યાગને કોઈ સીમા નથી, પરંતુ આ અઢી કરોડની સંખ્યામાં એવી ત્યાગની પ્રતિમા કેટલી હશે–જેણે સાચેસાચ પોતાનાં જીવનમાં સંયમને સ્થાન આપી જગતનાં સુખોને તિલાંજલિ આપી હોય? હું જાણું છું કે આપણાં કુટુંબોમાં એવી અનેક

કુલીન વિધવાઓ છે કે જે કોઈ દિવસ લગ્નનો વિચાર પણ નથી કરતી, પરંતુ એ સ્થિતિ સ્વાભાવિક છે? વિચારપૂર્વકની છે? કે સંસ્કારોની—રૂઢિની—પ્રબળતા કામ કરે છે? પૂ. ગાંધીજી તો કહે છે કે, 'ફરીથી પરણવાનો જેટલો અધિકાર વિધુરને છે તેટલો જ વિધવાને છે.' જો આ વિચાર સમાજ સ્વીકારે તો કેટલી વિધવાઓ સ્વેચ્છાએ સંયમ પાળે તે એક સવાલ છે. હું સમજું છું કે તોપણ એવી વિધવાઓ સેંકડોની સંખ્યામાં નીકળે કે જે લગ્ન કરવાની ઇચ્છા સરખી ન કરે, પણ ત્યારે જ એ ખરેખર 'ત્યાગમૂર્તિ' બને અને હિંદુધર્મની શોભારૂપ બને. અત્યારે તો બધી જ વિધવાઓ બંધનથી જકડાયેલી છે અને એ ઇચ્છતી હોય કે ન ઇચ્છતી હોય, પણ એ સંયમ પાળવાને બંધાયેલી છે.

વિધવાવિવાહનો વિરોધ થતો સાંભળું છું ત્યારે મને થાય છે કે આ માણસો બુદ્ધિથી કંઈ વિચારતા જ નહિ હોય અને પોતે સાચવી રાખેલા અનિષ્ટ રિવાજનાં ભયાનક પરિણામો રોજ ને રોજ દેખાયા કરે છે તે તરફ નજર સરખી પણ નહિ કરતા હોય! સંયમ અને ત્યાગની વાતો બહુ સારી છે, પણ એ એકપક્ષી હવે ક્યાં સુધી? આ પ્રશ્ન કંઈ એવો નથી કે જે સમજવા માટે બહુ બુદ્ધિ વાપરવી પડે કે બહુ અભ્યાસ કરવો પડે. દરેક સ્ત્રી અને પુરુષ પોતાના જીવન ઉપરથી જ સમજી શકે એમ છે કે સંયમ કેટલો દુષ્કર છે. માણસને એટલું પણ

નહિ થતું હોય કે વિધવા એ કંઈ લાગણીહીન માટીનો પીંડો કે લાકડાનું પૂતળું નથી પણ પોતાના જેવું જ અનેક ઈચ્છાઓથી બનેલું સજીવ માનવી છે?

હું ત્યાગની અને સંયમની પ્રશંસા કરી શકું છું. એ જ્યાં જોઉં છું ત્યાં મારું માથું નમી પડે છે. પરંતુ વૈધવ્યની પ્રશંસા ઘડીભરને માટે પણ હું કરી શકતો નથી. સંયમી અને ધાર્મિક જીવન ગુજારતી કોઈ તપસ્વિની જેવી વિધવાને હું જોઉં છું તોપણ મને પહેલી ક્ષણે તો દયા જ પેદા થાય છે, પછી એનું તપસ્તેજ મારી આંખને નમાવે છે. મારા મગજમાંથી હું આ વિચાર કાઢી શકતો જ નથી કે આ તપમૂર્તિ અંતરની શક્તિઓની પ્રેરણાથી નથી ઘડાઈ, પણ અમે એની પાસેથી જીવનમાં રસ પૂરવાનું બધું ઝૂંટવી લીધું છે એટલે એણે લાચારીએ આ માર્ગ સ્વીકાર્યો છે. હું એની સ્થિતિને વખાણી શકું છું, પૂજ્યતા પણ આરોપી શકું છું, પરંતુ એ સ્થિતિના નિર્માતાને ધિક્કાર સિવાય બીજું કશું આપી શકતો નથી, કારણ કે મને એ વસ્તુનું સ્પષ્ટ ભાન છે કે આ નિર્દોષ સ્રીને અમે અન્યાય કરી અમારી દુનિયામાંથી દૂર કરી છે, અને એટલે એ પોતાની નવી દુનિયા—કોઈ શુભ સંસ્કારને પરિબળે ત્યાગ અને સંયમની દુનિયા—માં આવી પહોંચી છે.

પોતાના મૃત પતિનું અહોનિશ ધ્યાન ધરનારી વિધવા

આદરને પાત્ર છે કે કરુણાને પાત્ર છે એ સવાલ મારા મનમાં ફરી ફરીને ઊઠે છે. લગ્નજીવનને ટકાવનારી વસ્તુ પ્રેમયુક્ત વફાદારી છે. એ વફાદારીની છેલ્લામાં છેલ્લી સ્થિતિ, અથવા કહો કે કસોટી, મૃત્યુ પછી માલૂમ પડે છે. મૃત્યુ પછી પોતાના પ્રિયના ચિંતનમાં કોઈ જિંદગી ગુજારી શકતું હોય તો એમ કહેવાય કે એણે લગ્નજીવનના અંતિમ ધ્યેયને સાચે-સાચ પ્રાપ્ત કરી લીધું, કારણ કે એનામાંથી દેહસુખની વાસના નાશ પામી હોય છે, પોતાના પ્રિયને પોતાને અધીન રાખવાની વૃત્તિનો પણ અંત આવ્યો હોય છે, એના દ્વારા કોઈ પણ પ્રકારનો સ્વાર્થ સાધવાનો ભાવ પણ લુપ્ત થયો હોય છે. કેવળ પ્રેમ—નિર્મળ અને નિરવધિ પ્રેમ—આખા જીવનને પોતાની સુગંધથી સુવાસિત કરી રહ્યો છે. પરંતુ પતિની પાછળ આવો પ્રેમ ધારણ કરતી સ્ત્રીમાં એ નિર્મળ પ્રેમનો અંશ કેટલો હશે ને રૂઢિને વશ થવાની ઇચ્છાનો અંશ કેટલો હશે તે કોણ નક્કી કરી શકશે ? પત્નીની પાછળ આવી સ્થિતિ અનુભવતો કોઈ વિરલ પુરુષ મળી આવે છે ત્યારે જરૂર આદર પ્રગટી ઊઠે છે, પરંતુ આવી સ્ત્રીઓ સેંકડોની સંખ્યામાં છે છતાં આદર કરતાં કરુણાભાવ પ્રથમ જાગી ઊઠે છે.

પુરુષ કરતાં સ્ત્રીમાં ત્યાગની, સંયમની, પ્રેમની અને વફાદારીની વૃત્તિ કદાચ વધુ જ્વલંત રૂપમાં હશે, પરંતુ એની પરીક્ષા શી રીતે થાય? સાચે જ જો એમ હોય તો આ

જગતને નિર્દોષ સુખ અને આનંદ આપવામાં પુરુષ કરતાં સ્ત્રી અનેકગણી વધુ ઉપયોગી છે. પરંતુ એ ક્યારે ખબર પડે ? એક વખત સમાજમાં સ્ત્રીની પુરુષના જેટલી જ પ્રતિષ્ઠા સ્થપાય તો સ્ત્રીના સાચા ગુણોનો ખ્યાલ આવે. અત્યારે જે દેખાય છે તે ગુણ છે કે ગુલામીના સંસ્કાર છે તે નક્કી કરવું જ મુશ્કેલ થઈ પડે છે.

એ શુભ દિવસ ક્યારે આવશે !



## ૧૮

# એકપક્ષી ત્યાગ

**ફરજિયાત** વૈધવ્યનાં માઠાં પરિણામો તરફ નજર જાય છે ત્યારે ખરેખર એમ લાગે છે કે આ જગતમાંની કોઈ પણ વ્યક્તિ કે વર્ગને આપણે અન્યાય કરીએ તો એનું પરિણામ એણે જ નહિ પણ આખા સમાજે ભોગવવું પડે છે. જો આ વસ્તુ આપણે સ્પષ્ટ રીતે સમજીએ તો આજે દુઃખી, દલિત કે પતિતનું કામ કરતાં આપણે જે દયા અનુભવીએ છીએ અને દયા અનુભવવાની પાછળ ઉપકારનો–સેવાનો–કોઈનું ભલું કરી નાખવાનો–ભાવ છે તે સાવ ઊડી જ જાય. અત્યારે તો કોઈ વ્યક્તિ કે વર્ગનું દુઃખ દૂર કરવાની પ્રવૃતિ કરતાં આપણને એ ખ્યાલ રહેતો જ નથી કે આપણે આપણું પોતાનું દુઃખ દૂર કરી રહ્યા છીએ! આપણે જ્યારે અસ્પૃશ્યતાને અપનાવીએ છીએ ત્યારે એમ થઈ આવે છે કે આપણે કેવા સારા, ભલા ને પ્રેમાળ છીએ કે આ દુઃખી લોકોને કશાયે સ્વાર્થ વિના આવકાર આપીએ છીએ! આપણને એ ભાન

પણ નથી રહેતું કે એ લોકોને આપણી સાથે લાવી આપણે લાભ જ મેળવીએ છીએ. થોડો વિચાર કરતાં જ સમજાઈ આવશે કે અસ્પૃશ્યતાને કારણે આપણે પાંચ કરોડની માનવ-શક્તિનો દુર્વ્યય કર્યો છે, અસ્પૃશ્યતાને કારણે આપણે આપણાં જીવનમાં અને આપણાં બાળકોનાં જીવનમાં ઊંચ-નીચનો ભાવ પેદા કર્યો છે, અસ્પૃશ્યતાના કારણે સમાજના સૌથી આવશ્યક ધંધાને આપણે હલકામાં હલકો ગણ્યો છે અને પરિણામે આપણે રોગ, ગંદકી અને મોતની ભેટ સ્વીકારવી પડી છે. એવું જ વિધવાઓનું છે. વિધવાઓનો ઉદ્ધાર કરવાના મનસૂબા સેવતી વખતે એ સ્પષ્ટ સમજી લેવું જરૂરી છે કે એમ કરીને આપણે આપણી દુ:ખી બહેનોને જ મદદ નથી કરી રહ્યા, પરંતુ સમાજશરીરમાં જે વિકૃતિ દિનપરદિન ફેલાતી જાય છે તેને રોકી રહ્યા છીએ. જો આ ભાવ આપણા અંતરમાં હોય તો સેવાનું અભિમાન ન જાગે, પરોપકારની નહિ પણ કર્ત-વ્યની વૃત્તિથી જ આપણે બધું કરીએ.

વિધવા એ આપણા જેવું જ માનવી છે. આપણા જેવા જ વાતાવરણની વચ્ચે એ જીવે છે. આપણા જેવા જ વિચારોના વાયુ એને સ્પર્શે છે. આપણી પેઠે જ એ જગતના રંગઢંગ જુએ છે અને આપણી પેઠે જ સારી-માઠી લાગ-ણીઓ અનુભવે છે. વિધવાઓ જંગલમાં નથી રહેતી તેમ વનફળ ખાઈને પણ નથી જીવતી, એ ઘરમાં રહે છે-જ્યાં વરસે બે વરસે લગ્નનો પ્રસંગ આવે છે, જ્યાં નવપરિણીતો

રાગયુક્ત જીવન ગાળે છે, જ્યાં બાળક પણ સમજી શકે એવી પ્રેમચેષ્ટાઓ થાય છે, જ્યાંની વાતોમાં, રીતભાતમાં, લૂગડાંમાં, ખાવામાં, રહેવામાં સંયમનું નામનિશાન નથી. આ બધું વિધવાને અસર નહિ કરતું હોય? એ સાવ બાળપણમાં વિધવા થઈ હશે તો એનામાં અજબ પ્રકારની કુતૂહલવૃત્તિ પેદા થતી હશે, એણે લગ્નજીવન ગાળ્યું હશે તો એ બધાં સ્મરણો સજીવ બની આંખ સામે રમતાં હશે. આપણાં કુટુંબોમાં કોઈને આ વિચાર નહિ આવતો હોય?

વિધવા ઉપર કડકમાં કડક નિયમન મૂકવામાં આવે છે, ઘરના મોવડીની જ નહિ પણ નવપરિણીત વહુની પણ વિધવાના હલનચલન ઉપર આંખ હોય છે. વિધવાને ઉપવાસ, એકટાણાં અને ધર્મધ્યાન તરફ ખાસ દોરવામાં આવે છે કે જેથી કરીને એ આત્માને ટાઢક આપી શકે. પણ આ બધાંનું પરિણામ શું? ભડભડતી આગની વચ્ચે ઉપવાસ–એકટાણાં કે ધર્મધ્યાનનાં છાંટણાં ઠંડક નથી આપી શકતાં. પરિણામ શું આવે છે? હું અહીં વ્યાભિચાર કે ગર્ભપાતની વાત નથી કહેતો, એવા કિસ્સાઓનો કોઈ પાર નથી તે હું જાણું છું, એ મહાપાપથી સમાજ ખદબદી રહ્યો છે તેનું સૌને ભાન છે, પરંતુ એ કિસ્સાઓ છોડીને હું કહું છું કે, એ રીતે પોતાની વૃત્તિને માર્ગ નહિ આપનારી પણ લોકલાજને લઈ કે ધર્મભીરુતાને લઈ બળાત્કારે સંયમ પાળીને બેઠેલી વિધવામાં જે વિકૃતિઓ જાગે છે તે પેલા કિસ્સાઓને પણ ટપી જાય એવી

હોય છે. ઓશિયાળા જીવનને પરિણામે ખુશામતની વૃત્તિ જાગે છે, જોઈતું ન મળવાને પરિણામે ચોરીની વૃત્તિ જાગે છે, કુટુંબમાં પોતાનું સ્થાન સુદૃઢ રાખવા માટે દરેકની પાસે જુદી જુદી રીતે વર્તવાની, જરૂર પડે તેની સેવા કરવાની અને જરૂર પડે તેને દબાવીને રાખવાની એને ટેવ પડતી જાય છે, લગ્નજીવનનો રસ નહિ માણી શકવાને કારણે વાતો દ્વારા, મોટા થયા પછી મશ્કરી દ્વારા, અને સારા સંસ્કારો ન હોય તો કોઈને એવી સગવડો સાધી આપવાની ગોઠવણો દ્વારા એ મનને આનંદ આપે છે. આનાં પરિણામો આપણે આપણાં કુટુંબોમાં જોઈ શકીએ છીએ. નાની વિધવાઓ છુંદાતી હોય છે, મોટી વિધવાઓ ક્યારેક હડધૂત થતી હોય છે, પણ મોટે ભાગે ઘરના કોઈ પુરુષને પોતાની ખુશામતથી વશ રાખી નાની વહુઓ ઉપર જુલમની ઝડીઓ વરસાવે છે અને વ્યવહારનું સુકાન પોતાના જ હાથમાં રાખે છે. એનું ધર્મધ્યાન અને દેવદર્શનમાં ધાર્મિકતાનો છાંટો નથી હોતો, ત્યાં આખા ગામની નિંદા સાંભળવા મળે છે. એનાં ઉપવાસ—એકટાણાંમાં આત્મશુદ્ધિનો લગીર પણ ભાવ નથી હોતો, એથી પોતાનું અને કુટુંબીજનોનું માત્ર મન મનાવવાનું હોય છે.

અને આવી વિધવાઓ લગભગ દરેક કુટુંબમાં હોય છે. મારું આ અવલોકન સાચું હોય, મેં આંખે જોયું છે અને જાતે અનુભવ્યું છે એટલે કહું છું કે એ સાચું છે, તો આપણા

કુટુંબજીવનમાં આ સવાલ કેટલો ગંભીર છે તે તમે સમજી શકશો અને આ સવાલના ઉકેલમાં આપણો પોતાનો કેટલો સ્વાર્થ રહેલો છે તેનો પણ તમને ખ્યાલ આવશે. હું જ્યારે કોઈને વિધવા થતી જોઉં છું ત્યારે મારું હૃદય રડી ઊઠે છે. પંદર–સોળ વર્ષની છોકરીને કે વીસ–પચીસ વર્ષની યુવતીને શોકમૂર્તિના રૂપમાં, કાળા સાળુમાં, અનાથ આંખોમાં ને ભયભીત હલનચલનમાં જોવી એ જીવનની કમનસીબી છે. એનું મોં કેવું નિસ્તેજ અને ધોવાઈ ગયેલું લાગે છે! એની આંખો કેવી યાચનાભરી ને દયામણી લાગે છે! એની પ્રત્યેક ક્રિયામાં એક પ્રકારનો ફફડાટ–હવે મારું કોઈ નથી–એ જોઈને તો પથ્થર પણ પીગળવો જોઈએ. આપણા વડીલો પથ્થર નથી. એમને હૃદય છે, લાગણી છે, પોતાની પુત્રી કે પુત્રવધૂની આ દશા માટે એમનું દિલ ઘવાય છે, વૈધવ્યના પ્રસંગે પુત્રીનાં માતાપિતા બીચારાં અંતઃકરણપૂર્વક એવું ઉચ્ચારે પણ છે કે, ‘આ કરતાં દીકરી જ ગઈ હોત તો સારું હતું’, પરંતુ રૂઢિનું કેટલું પ્રાબલ્ય છે! પુત્રીના વૈધવ્યે પોતાની છાતી ભાંગી નાખનાર માતા એ પુત્રીની ઇચ્છા હોય તોયે એને ફરીને લગ્ન કરવા નહિ જ દે. પુત્રવધૂને જોઈ આંસુ નિચોવનાર અને ‘સાપના ભારા’ને સાચવવા માટે પોતાની ઊંઘ વેચનાર કુટુંબીજનો એ વિધવાને તો પરાપૂર્વથી ચાલી આવતી રીત પ્રમાણે જ રાખશે. થોડા દિવસો, થોડા મહિના, કદાચ એકાદ–બે વરસ, આ દુઃખ સૌનાં અંતરમાં

તાજું રહેશે ને પેલી દુઃખી સ્ત્રી તરફ સહાનુભૂતિ જન્માવશે. પણ વર્ષો વીતવાની સાથે દુઃખ ભુલાઈ જશે ને એ સ્ત્રી સાવ નકામી, ઘરમાં એક વધારાના માનવી જેવી ને હમેશ ચિંતા કરાવનારી લાગવા માંડશે. સામી બાજુ પણ એવું જ થશે. જેને જોઈને હૃદય રડી ઊઠે એવું મોં ધીમે ધીમે બદલાવા માંડશે અને એ મોં ઉપર લુચ્ચાઈની, ખંધાઈની, ક્યારેક તો કોઈને ભરખી જવાની, રેખાઓ આવવા માંડશે. આ બંને દશ્યો કેટલાં વિરોધી છે! પરંતુ કેટલાં સાચાં છે! આ દશ્યોને નિર્માણ કરનાર કોણ? કિસ્મતે ભલે વૈધવ્ય અપાવ્યું, પરંતુ વિધાત્રીનાંયે વિધાત્રી થઈને આપણે એ ભઠ્ઠીને સળગતી ન રાખતાં હોઈએ તો? ફરજિયાત વૈધવ્ય એ ધરતીના પટ ઉપર કદાચ મોટામાં મોટો અન્યાય હશે. એનાં ફળો આપણે ભોગવી જ રહ્યા છીએ, નહિ ચેતીએ તો હજી ભોગવશું અને જર્જરિત થયેલી કુટુંબસંસ્થાને અને સમાજરચનાને ભૂંડામાં ભૂંડી રીતે સ્મશાનને માર્ગે લઈ જશું. એ સ્થિતિમાં નવીન રચના કરવા જેવી આપણી પાસે વ્યવસ્થા પણ નહિ હોય ને વૃત્તિ પણ નહિ હોય. પાણીના પૂરમાં જેમ બધું તણાઈ જાય ને ગામનાં ગામ ખેદાનમેદાન થઈ જાય એવું આપણું થઈ જશે. રોજ ને રોજ આપણે ચોંકાવનારા કિસ્સાઓ સાંભળીએ છીએ ને વાંચીએ છીએ. આપણાં વડીલો હડહડતા કળિયુગને યાદ કરી નિઃશ્વાસ મૂકે છે પણ એ કળિયુગનાં નિર્માતા પોતે જ છે એ ભૂલી જાય છે.

પણ આનો ઉપાય ? વિધવાઓને છૂટ મળવી જોઈએ એ તો નિઃસંદેહ વાત છે, પરંતુ આપણે જુવાન માણસો સમાજ-સુધારાની વાત કરતી વખતે ને આચરણ કરતી વખતે એક ગંભીર ભૂલ કરી રહ્યા હોઈએ છીએ તેનો આ તબક્કે વિચાર કરીશું ? હું આપણાં વાણી અને વર્તન વચ્ચેના વિરોધની વાત નથી કરતો, એવું જ્યાં હશે ત્યાં સુધારાઓ નિષ્ફળ જ જશે અને ઉજ્જવળ દિવસ દૂર જ ઠેલાશે, પણ હું અહીં જે વાત કરું છું તે તો સુધારા પાછળની દૃષ્ટિની છે. મને એમ લાગ્યું છે કે, આજે સ્ત્રીપુરુષસંબંધ અંગેના જે સુધારાઓ સૂચવવામાં આવે છે તેની પાછળ મુખ્યત્વે સમાનતા અને સ્વતંત્રતાની દૃષ્ટિ રહેલી છે. મને આ દૃષ્ટિની કિંમત છે, પણ આપણા સમાજના અવલોકન ઉપરથી અને માનવજીવન વિષેના મારા વિચારો ઉપરથી મને એમ લાગ્યું છે કે, સમાનતા અને સ્વતંત્રતાની સાથે એટલી જ અગત્યની વસ્તુ **સંયમ** ન ભળે તો પહેલી બે વસ્તુ પ્રાપ્ત કરવાનું મુશ્કેલ બને અને ભારે પ્રયત્નોથી એની પ્રાપ્તિ થઈ જાય તો ધીમે ધીમે એ પણ બીજા છેડાનું અનિષ્ટ જ બની જાય. એ માટે આપણે બીજા પત્રમાં વિસ્તારથી વિચાર કરીએ.



## ૧૪

# સુધારામાં સંયમદૃષ્ટિ

**મ**ને એમ લાગ્યું છે કે સ્ત્રીપુરુષના સંબંધ અંગેનો વિચાર સમાનતા, સ્વતંત્રતા અને સંયમ એ ત્રણે દૃષ્ટિએ કરવો જોઈએ. એ ત્રણમાં કોનું મહત્ત્વ વધારે છે એમ મને કોઈ પૂછે તો હું કહું કે સ્વતંત્રતાનું. પરંતુ બીજાં બેને ઉડાડી મૂકવામાં આવે તો સ્વતંત્રતા એક ભયાનક વસ્તુ થઈ પડે—ખાસ તો આપણે વિચારવાન મનુષ્યો છીએ માટે. એટલે આ ત્રણમાંથી એક પણ દૃષ્ટિને આપણે વીસરી જઈએ તો આપણો ઉકેલ અધૂરો જ રહે. કેવળ સમાનતાની વાત કરીએ તો હાલના સંયોગોમાં સ્ત્રીએ પુરુષ જેવા થવાનું જ આવે. કેવળ સ્વતંત્રતાની વાત કરીએ તો તોફાની ઘોડાઓને છૂટાદોર મૂકી દેવાનું આવે. કેવળ સંયમની વાત કરીએ તો બધી જ લાગણીઓને કેદ કરવાનું અને પછી છીંડાં શોધવાનું આવે. સમાનતા અને સ્વતંત્રતા એ બે જ દૃષ્ટિએ આ પ્રશ્નને જોઈએ તો લગ્નનું નિયમન ઊડી જાય છે—જે આવશ્યક છે એમ આપણે જોઈ ગયા.

કેવળ સમાનતા અને સંયમની વાત કરીએ તો જેને પકડી નથી શકાતી એવી વૃત્તિઓને બાંધી રાખવા માટે સખતમાં સખત કાયદાઓ કરવા પડે અને એ કાયદાઓનો આખો સમાજ છાની રીતે ભંગ જ કરે. કેવળ સ્વતંત્રતા અને સંયમની વાત કરીએ તો સ્ત્રી કે પુરુષમાંથી જેના હાથમાં સત્તા હોય, બળ હોય, બુદ્ધિ હોય તે બીજાને પોતાને આધીન બનાવે અને એની સ્વતંત્રતા અને એનો સંયમ ખૂંચવી લે. એટલે સમાજજીવનને વ્યવસ્થિત અને વ્યક્તિવિકાસને બળ આપનારું રાખવું હોય તો આ ત્રણેયનો સાથે જ સ્વીકાર થવો જોઈએ.

હવે આપણે જોઈએ કે, આપણા સુધારકો મારી દૃષ્ટિએ ક્યાં ભૂલ કરે છે. જૂની પ્રથાને ટકાવી રાખીને એમાં થોડા ફેરફાર કરવાની મનોવૃત્તિવાળો એક અર્ધદગ્ધ વર્ગ પણ સુધારક તરીકે ઓળખાય છે. આ વર્ગ માત્ર સંયમને મહત્ત્વ આપી સમાજને દુઃખોમાંથી બચાવવાનો પ્રયાસ કરે છે. દા. ત. લગ્ન માટે એકબીજાની પસંદગીના સુધારાને એ સગપણ પહેલાં એકબીજાને જોવા કે બે ઘડી વાત કરવા સુધી લઈ જાય છે. લગ્નના વરઘોડા અને ખર્ચ અંગેના રિવાજો સામેના સુધારાને એ ખર્ચની અને ક્રિયાની ચોક્કસ હદ બાંધી આપવા સુધી લઈ જાય છે. બાળલગ્ન અને વૃદ્ધબાળલગ્નને અંગે એ છોકરી માટે તેર-ચૌદ વર્ષની અને પુરુષ માટે પિસ્તાલીસ-પચાસ વર્ષની મર્યાદા બાંધવા સુધી તૈયાર થાય છે. વિધવા માટે બહુ બહુ પ્રયત્ન કરીને એ અક્ષતયોનીને કે

પંદર–સોળ વર્ષની અંદર વિધવા થઈ હોય તેને પરણાવવા સુધીની વાત કરી શકે છે. આમાંની એકેય વાત સ્વીકારવા આપણે તૈયાર થઈ શકીએ એમ નથી. આવા સુધારા સૂચવનાર પોતાને તો સુધારક અને નવા વિચારના જ માનતા હોય છે, પરંતુ એમની સદિચ્છા હોવા છતાં એમની આંખ માત્ર સંયમને જ જોઈ શકે છે, સમાનતા અને સ્વતંત્રતાનો વિચાર એમના મગજમાં આવી શકતો જ નથી. આ વર્ગ સમાજમાં બહુ ઓછું કરી શકે છે ને રોગના મૂળને તો સ્પર્શી શકતો જ નથી. બીજો વર્ગ નવા વિચારોથી રંગાયેલા જુવાનોનો છે. તે સમાનતા અને સ્વતંત્રતાની દૃષ્ટિએ જ આ વસ્તુનો વિચાર કરે છે અને કોઈ પણ પ્રકારનું બંધન સ્વીકારવાની સાફ ના સુણાવે છે. આ વર્ગમાં નાનામોટા ઘણા વર્ગો નજરે પડે છે, પણ એમના વિચારોમાં મૂળગત ભેદ બહુ ઓછો છે. કેટલાક સ્થિતિ-સંયોગોનો ખ્યાલ કરી નજીક પગલું સૂચવે છે ને કેટલાક આદર્શ તરફ જ ધ્યાન આપે છે. એ રીતે એમાં ભેદ હોય તો માત્ર પ્રમાણનો જ—દૃષ્ટિનો નહિ.

આપણા લોકોમાં સાચો કે ખોટો પણ ધાર્મિકતાનો અને સંયમનો ભાવ ભર્યો છે. એમાં કેટલું જરૂરી છે તે આપણે પછી જોઈશું, પણ એ ભાવ છે એટલે જે સુધારામાં લોકો સંયમ નથી જોતા તે સુધારાને ક્ષણનાયે વિલંબ વિના ફગાવી દે છે. એ સુધારો ધસારાબંધ આવતો હોય તો એ સામે ભેટ બાંધીને ઊભા રહે છે, એટલે સંયમના ભાવ વિનાના સુધારા

લગભગ નિષ્ફળ જાય છે. હું પોતે આ કારણે સંયમની દૃષ્ટિની વાત નથી કરતો, કારણ કે હું માનું છું કે, સુધારો જો સાચો હોય તો એના પ્રચારકોએ લાખ પરાજયોની પણ પરવા કર્યા વગર અંત સુધી લડયા જ કરવું જોઈએ. પરંતુ જો સંયમ એ આવશ્યક હોય તો એથી એ ભાવયુક્ત સુધારાને ઓછી અથડામણ અનુભવવી પડે છે. ગાંધીજીની સુધારાપ્રવૃત્તિની સફળતાની ચાવી ત્યાં જ પડી છે. એમનું આખું જીવન ધર્મ ઉપર રચાયેલું છે. સંયમની દૃષ્ટિએ જ એ સુધારાઓ સૂચવે છે અને તેથી જ અસ્પૃશ્યતા જેવી ભયાનક રૂઢિને તેઓ મરણતોલ કરી શકયા છે. એટલે સંયમની દૃષ્ટિનો સ્વતંત્રપણે વિચાર કર્યા પછી એનો સ્વીકાર થાય તો સુધારકની મુશ્કેલી ઘણી ઓછી થાય એટલું જ મારે અહીં કહેવાનું છે.

સ્ત્રી અને પુરુષમાં એકબીજા પ્રત્યે ખેંચાવાની બળવાન વૃત્તિ પડેલી છે તે આપણે જોઈ ગયા. એ વૃત્તિને જરાયે ઉત્તેજિત ન કરીએ તોયે એ માર્ગ મેળવે છે તે આપણે જાણીએ છીએ. એ વૃત્તિને નિયમનમાં રાખી શકાય એમ છે એમ પણ આપણે જોયું. એનું નિયમન વ્યક્તિની શક્તિઓ વધારનારું અને સમાજને સુરક્ષિત રાખનારું છે તે પણ આપણે વિચાર્યું. ત્યારે હવે વિચારવાનું શું રહે છે? જેમ જીવનમાં તેમ જ સુધારાની પ્રવૃત્તિમાં પણ એ સંયમભાવનાને દાખલ કરવી જોઈએ એટલું જ આ તર્કે વિચારવાનું છે. જો આ

ભાવનાને દાખલ કરીએ તો આપણી પ્રવૃત્તિમાં આપણે શા શા ફેરફારો કરવા જોઈએ તે આપણે જોઈ લઈએ. એ જોવાથી આ વિચાર વધુ સ્પષ્ટ થશે અને આપણી સુધારાપ્રવૃત્તિમાં એક આવશ્યક વસ્તુની ઊણપ છે તે દૂર કરવાનું આપણને સૂઝશે.

લગ્નમાં સંયમને સ્થાન આપવાની વાત આપણે અમુક હદ સુધી વિચારી ગયા છીએ, અને વિશેષ આપણે આદર્શ લગ્ન વિષે વિચારીશું ત્યારે જોઈ લઈશું. અત્યારે જે પ્રશ્ન ઉપરથી આપણે આ વિચાર ઉપર આવ્યા તે વિધવાવિવાહના પ્રશ્નને જ લઈએ. વિધવાને વિધુરના જેટલી જ પરણવાની છૂટ હોવી જોઈએ એટલું જ નહિ, પરંતુ કોઈ સંયોગોમાં વિધુરોની છૂટ ખૂંચવાઈ જાય તોયે વિધવાને પરણવાની છૂટ હોવી જોઈએ એમ હું માનું છું; એટલે વિધવાવિવાહની વાત માત્ર સમાનતાની દૃષ્ટિએ હું નથી વિચારતો પરંતુ એક સ્વતંત્ર પ્રશ્ન તરીકે જ એને વિચારું છું. અને આ રીતે હું વિચારું છું એટલે મારી દૃષ્ટિમાં એક મોટો ફેરફાર થઈ જાય છે—એ ફેરફાર છે : સ્ત્રીનો પ્રશ્ન સ્ત્રીને લક્ષમાં રાખીને જ અને પુરુષનો પ્રશ્ન પુરુષને લક્ષમાં રાખીને જ વિચારવાનો. આજે તો એ રીતે જ પ્રચાર થાય છે કે, 'પુરુષ દસ વખત પરણી શકે ને સ્ત્રી શા માટે ન પરણી શકે? પુરુષને નીતિનું કશું બંધન નહિ અને સ્ત્રીને શા માટે? પુરુષ એક સાથે બેચાર સ્ત્રીઓ રાખી શકે ને સ્ત્રી શા માટે નહિ?' મને આ દલીલો જરાયે નથી

ગમતી. હું જાણું છું કે આવી દલીલો કરનાર મોટા ભાગના માણસોનાં મનમાં ખરેખર એવું નથી હોતું, આવી અસમાનતા બતાવી એ સ્ત્રી પ્રત્યે સહાનુભૂતિ જ પ્રગટ કરે છે, પરંતુ એ જે બોલે છે તેની સમાજ ઉપર અસર નથી થતી એમ નહિ. સામાન્ય વ્યવહારમાં પણ આપણે જોઈએ છીએ કે દરેક માણસ બીજા માણસના ઓઠા તળે પોતાના દોષોની શરમ છુપાવતો હોય છે. આ જાતના વિચારો સ્ત્રીને સ્વતંત્રતા અપાવવામાં ઉપયોગી નથી થતા, પરંતુ પુરુષ જે બીજી રીતે સ્થાનભ્રષ્ટ થયો હોય છે ત્યાં સ્ત્રીને લઈ જઈ સમાનતા અપાવનારા છે. જો આપણે સંયમની દષ્ટિએ પણ વિચારતા હોઈએ તો આમ કહીએ, 'આજની પ્રથાએ સ્ત્રીને અન્યાય કર્યો છે ને પુરુષોને બહેકાવી દીધા છે. આજની પ્રથાએ સ્ત્રીને બાંધી રાખી છે ને પુરુષને નિરંકુશ જીવનના ખાડામાં નાખ્યો છે. આજની પ્રથાએ સ્ત્રીને ગરીબ ગાય બનાવી મૂકી છે ને પુરુષને માતેલો સાંઢ બનાવી મૂકયો છે. આજની પ્રથાએ સ્ત્રી અને પુરુષ એ બંનેનું ભિન્ન ભિન્ન પ્રકારે પણ પતન જ કર્યું છે.'

એટલે વિધવાવિવાહની બાબતમાં અને બીજી બાબતમાં જે પુરુષ ભોગવે છે તે બધું સ્ત્રીને આપવાના પ્રયત્નો આપણે નહિ કરીએ, પણ ખરેખર સ્ત્રીને અને પુરુષને એના જીવનવિકાસમાં જે આવશ્યક છે તે મળી શકે એવા જ આપણે પ્રયત્નો કરીશું. તો પછી સમાજમાં 'વિધવાઓને પરણાવી દો' એ એક જ

પોકાર નહિ થાય, પરંતુ પુરુષને એની પત્ની પ્રત્યેની વફાદારી-નું ભાન પણ કરાવવામાં આવશે. કાયદામાં બંનેને સમાન છૂટછાટ હશે, પરંતુ સમાજસુધારકો સંયમનું વાતાવરણ ઊભું કરી પુરુષની લાલસાવૃત્તિ સામે સૂગ ઉપજાવવાનો અને સ્ત્રીની ચિમળાઈ ગયેલી લાગણીઓને સ્વાતંત્ર્ય આપી પ્રફુલ્લ બનાવ-વાનો પ્રયત્ન કરશે. દા. ત. પુરુષ આજે એક કરતાં વધુ સ્ત્રીઓ એક સાથે જ રાખી શકે એવી કાયદામાં સગવડ છે. સમાનતા અને સ્વતંત્રતાનો જ આપણે વિચાર કરીએ તો આપણા પ્રયત્નો સ્ત્રીને પણ એવા અધિકારો આપવા માટે થાય, પરંતુ એ સાથે સંયમની દૃષ્ટિ હોય તો પુરુષનો એ અધિકાર સ્ત્રીને આપવા માટે નહિ, પરંતુ પાસેથી ખૂંચવી લેવા માટે આપણે પ્રયત્નો કરીએ. સ્ત્રી એ આજે પુરુષની મિલકત ગણાય છે અને પતિ તરીકેના હક્કો ભોગવવા માટે પુરુષની માગણીનો એ ઇન્કાર કરી શકતી નથી. આ વખતે આપણે સ્ત્રીને પણ એવો હક્ક આપવાની વાત કરવી તે વાજબી નથી, પુરુષ પાસેથી એ હક્ક ખૂંચવી લેવાની વાત જ વાજબી છે. એમ કરવાથી સમાનતા, સ્વતંત્રતા અને સંયમ એ ત્રણે વસ્તુઓ સચવાશે ને એ જરૂરી છે એમ સમજાશે.

જો આ વાત તમને ગળે ઊતરે તો હું કહેવા ઇચ્છું છું કે, વિધવાએ ફરીને પરણવું જ જોઈએ એવું કંઈ નથી: હું તો ઊલટું એમ કહું છું કે, લગ્નો એવું પ્રેમસ્વરૂપ લે કે એકના

મૃત્યુ પછી બીજાને પરણવાની ઇચ્છા જ ન જાગે. પુરુષ માટે પણ હું એ ઇચ્છું છું ને સ્ત્રી માટે પણ હું એ જ ઇચ્છું છું. તમે કહેશો કે પેલા સુધારકો પણ એવું જ ઇચ્છે છે, તો હું કહીશ કે, 'હશે, પણ તેઓ જે બોલે છે તેની અસર તો આ કરતાં ઊલટી જ થાય છે. તેઓની પ્રવૃત્તિ વિધવાને પરણાવી દેવામાં જ સમાપ્ત ન થતી હોય એવું લાગે છે!' મારું કહેવાનું એ છે કે, વૈધવ્ય કે વિધુરત્વ એ દયાપાત્ર સ્થિતિ નથી, તેમ એથી સમાજની પતિતાવસ્થા પણ નથી પ્રગટ થતી. લગ્નો યોગ્ય રૂપમાં થતાં હોય તો એવી સ્થિતિ બહુ ઓછાંની હોય અને એમાંયે જેને પરણવાની ઇચ્છા હોય તેને બળાત્કારે રોકવામાં ન આવતાં હોય તો જે બાકી રહે તે સમાજમાં સાચે જ ત્યાગની મૂર્તિસમાં હોય. એ લોકો સમાજની પવિત્રતાની રક્ષા કરતાં હોય અને આખા સમાજને અથવા પોતાની આજુબાજુના નાનકડા સમાજને પોતાનું કુટુંબ માની નિઃસ્વાર્થભાવે સેવા કરતાં હોય. એમનું પ્રેમની ભસ્મ જેવું જીવન હજારો નવપરિણીતોને પ્રેરણા આપનારું અને પ્રેમનું મૂલ્ય સમજાવનારું થઈ પડે. તે દિવસે સમાજથી તિરસ્કાર પામેલો એ વર્ગ ન હોય પણ સમાજ એના ચરણમાં માથું મૂકવામાં ગૌરવ સમજતો હોય. તે દિવસે જ સાચા અર્થમાં એ હિંદુધર્મનું ભૂષણ ગણાય અને ત્યાગમૂર્તિ ગણાય. એટલે મારું કહેવાનું એ છે કે, સમાજમાં એ વર્ગ રહે અને એના જીવનની સુગંધથી એ વર્ગ પ્રત્યેનું આકર્ષણ પણ રહે એ માટે

વિધવાવિવાહની કે વિધુરવિવાહની વાત અનિવાર્ય ગણીને જ ઉચ્ચારવી જોઈએ, અને સ્વેચ્છાએ સ્વીકારેલા સંયમને ઉચ્ચ સ્થાન આપવું જોઈએ. કાયદો સ્ત્રી અને પુરુષને સમાન સ્થાન જ આપતો હોવો જોઈએ એ વિષે પ્રખર સુધારક જેટલો જ હું મક્કમ છું, પરંતુ એ કાયદો ઘડાવવામાં પ્રજામતે સંયમની દૃષ્ટિને ન ભૂલવી જોઈએ એટલું જ મારે કહેવાનું છે.



૨૦

## લગ્નનું ધ્યેય

**આપણી** આજની લગ્નપ્રથાનું અને એને અંગે ઊભા થયેલા સામાજિક પ્રશ્નોનું આપણે આછું અવલોકન કરી લીધું. એક મોટો પ્રશ્ન રહી ગયો છે પણ એ વિષે ઊંડાણથી લખવા જેટલું મારા પાસે જ્ઞાન નથી. એ પ્રશ્ન છે આપણા દેશની લાખો વેશ્યાઓનો. આપણા સમાજ ઉપરની એ કાળામાં કાળી ટીલી છે એમ હું માનું છું. આપણે આપણા દેશને ધર્મભૂમિ કહીએ છીએ અને સંયમની તથા ધર્મની બહુ વાતો કરીએ છીએ એ બધું એક આત્મવંચના છે એમ વેશ્યાઓ તરફ નજર જતાં જ મને લાગે છે. સમાજના સંયમધર્મનું માપ કાઢવા માટે આપણા દેશની વેશ્યાઓને ગણી લેવાનું અને એની સ્થિતિ જાણી લેવાનું ઠીક પડશે. લજ્જાથી નીચું જોયા સિવાય આપણને ચાલવાનું જ નથી. આ વર્ગ બહુ જૂના કાળથી હસ્તી ધરાવે છે. હું એમના વિષે બહુ નથી જાણતો એટલે શરમ સાથે મૌન રહેવાનું જ ઇષ્ટ સમજું છું. એટલું

થાય છે કે, આ કલંક ધોવા માટે શુદ્ધતમ લોહીની જરૂર પડશે. કેવળ આર્થિક રચનાના ફેરફાર આ પ્રશ્નનો ઉકેલ નહિ લાવી શકે. કેવળ લગ્નપ્રથાના ફેરફાર આજની સ્થિતિ નહિ મિટાવી શકે. કેવળ કાયદો આ મહારોગને નહિ સુધારી શકે. એ બધું જરૂરી છે, પરંતુ એ કરતાંયે વધુ જરૂર નિષ્કલંક સેવક–સેવિકાઓની પડશે. એમના વિના મને તો ઉદ્ધાર અશક્ય લાગે છે. પણ જ્ઞાન અને સમજણ વિના હું એમાં બહુ ઊંડો ન ઊતરું.

આજની લગ્નપ્રથાના દોષો જોવાની સાથે તત્કાળ જરૂરી એવા સમાજસુધારાનો પણ આપણે વિચાર કરી ગયા. હવે એટલું તો નક્કી થઈ ગયું કે, આજની લગ્નપ્રથા કોઈ રીતે ઇષ્ટ નથી. એમાં વ્યક્તિનો ખ્યાલ ગૌણરૂપે છે, એમાં સ્ત્રીને સાચી સહચારિણી તરીકે નથી સ્થાપવામાં આવી, એમાં અનેક નાની મોટી રૂઢિઓએ લગ્નની પવિત્રતા અને ગંભીરતાની ભાવનાને મારી નાખી છે. એમાંથી ફરજિયાત કુંવારાપણું, ફરજિયાત વૈધવ્ય અને લગ્નજીવનના નાના મોટા અસંતોષનો જન્મ થયો છે. આજની પ્રથાને કોઈ રીતે સ્વીકારી શકાય એમ નથી.

ત્યારે કરવું શું? આ પ્રશ્ન જરૂરી છે. આ પ્રશ્નની ભૂમિકારૂપે જ અત્યાર સુધી આપણે વિચાર્યું છે. પરંતુ એનો જવાબ વિચારતાં પહેલાં હજીયે આપણે બીજી એક બાજુ જોવી પડશે અથવા એ જોતાં જોતાં જ આ પ્રશ્નનો જવાબ આપણે મેળવતાં જશું. એ બાજુ છે આજની નવી લગ્નપ્રથાની. જો

કે 'નવી લગ્નપ્રથા' જેવી કોઈ પ્રથા નથી, એણે હજી ચોક્કસ ઘાટ લીધો નથી, પણ વાયુમંડળમાં જે વિચારો પ્રવર્તે છે તે અને ભલે થોડાંક પણ યુવક–યુવતીઓ જે વાયુને આધારે પોતાની જીવનનૌકાને ચલાવી રહ્યાં છે તે આપણે જોવું જરૂરી છે. કહેવાની જરાયે જરૂર નથી કે, આ વિચારો મુખ્યત્વે આ દેશમાં દરિયાપારથી આવ્યા છે. આપણા દેશની આબોહવાને એ કેટલા અનુકૂળ છે અને એની સામે મૂળગત જ આપણને શા વાંધાઓ હોઈ શકે તે આપણે જોઈએ અને સાથેસાથે એ પણ જોઈએ કે એમાંથી કોઈ તત્ત્વો લઈ આપણી લગ્નપ્રથા સાથે મિલાવી બંનેનો સમન્વય સાધી શકાય એવું છે કે નહિ? કયો વિચાર કઈ ભૂમિમાં ઊગ્યો છે તે સામે આપણે બહુ લક્ષ આપવાની જરૂર નથી, એ વિચાર ભલે ને આફ્રિકાનાં જંગલોમાંથી આવ્યો હોય કે નવી દુનિયા—રશિયા—માંથી આવ્યો હોય—એ વિચાર આપણા જીવનની ગૂંચોને ઉકેલી આપતો હોય તો આપણે જરાયે આનાકાની વિના એને આપણો કરી લેશું. આપણા દેશનું ખોટું અભિમાન રાખવા એ વિચારને પરદેશી ગણી હાંકી નહિ કાઢીએ, તેમ જ આપણા દેશે જે અખતરાઓ કર્યા છે અને એના પરિણામે જે સનાતન સિદ્ધાંતો તારવ્યા છે તે તરફ પણ દુર્લક્ષ નહિ કરીએ. ટૂંકમાં, આ વિશ્વના કોઈ પણ ભાગમાંથી શુભ આવશે તેને આપણે સંઘરશું અને અશુભ આવશે તેને આપણે ફેંકી દઈશું. મારી તમને પણ એ જ વિનતિ છે કે, મારા પત્રને તમારી બુદ્ધિની કસોટીએ ચડાવીને જ તમે કોઈ પણ નિર્ણય ઉપર આવજો. મારા

જોવાને ભરોસે જ માત્ર રહેશો નહિ એ મારી આગ્રહભરી માગણી છે.

આપણે આગળ વધીએ ત્યારપહેલાં જોઈ લઈએ કે કોઈ પણ પ્રથા કે લગ્નવિચારને તપાસવાની કસોટી કઈ? લગ્ને કઈ સિદ્ધિઓ મેળવવી જોઈએ? અથવા ઓછામાં ઓછું એમાંથી શું નીપજવું જોઈએ?

મારો મત આ છે: લગ્નને પરિણામે માણસની વાસનાને ધીમે ધીમે શાંતિ મળવી જોઈએ. એના જીવનને પ્રતિદિન જે ઘસારો લાગતો હોય તે ઠીક થઈ રહે તેટલું બળ મળતું રહેવું જોઈએ. સમાજજીવનને અંગે ઊભાં થતાં કર્તવ્યો એ પૂરી રીતે બજાવી શકતો હોવો જોઈએ. બંને આખી સૃષ્ટિ ઉપર પ્રેમ રાખતાં હોવાં છતાં એકબીજામાં ઓતપ્રોત થઈ શકતાં હોવાં જોઈએ. એમનાં જીવનમાં છૂટા-છેડાનો પ્રસંગ ઊભો જ ન થવો જોઈએ. એકના મૃત્યુ પછી બીજાને પાવનકારી સુગંધ અને શાંતિ, સુખ અને કર્તવ્ય-પરાયણતા આપી શકે એટલી પ્રેમની તીવ્રતા હોવી જોઈએ. એકબીજાની સ્વતંત્રતા ઉપર ઓછામાં ઓછો કાપ પડતો હોવો જોઈએ. સંયુક્ત જીવન છતાં વ્યકિતવિકાસને પૂરેપૂરો અવકાશ મળતો હોવો જોઈએ.

જે લગ્નમાં આવું થઈ શકવાની પૂરેપૂરી સંભાવના હું જોઈ શકું તે લગ્નને હું આદર્શ લગ્ન કહું. આવું બધું થઈ

શકે તો એ લગ્નને હું સો ટકા સફળ માનું અને આવું પરિણામ લાવવા માટે બંને પક્ષે જીવનભર પ્રયત્નશીલ રહેવું જોઈએ એમ પણ કહું.

એટલે, મારે તો આ દૃષ્ટિએ જ નવા વિચારને અને જૂના વિચારને તપાસવાના છે. જૂના વિચારો તો આ કસોટીમાંથી પાર ન ઊતરી શકયા, નવા વિચારો કેટલા પાર ઊતરે છે તે જોઈએ. આ ક્ષણે તમે એમ ન માની બેસશો કે, એ બંને વિચારોનું પૃથક્કરણ પૂરું કરીને હું એવું કંઈક ભવ્ય સૂચવી દેવાનો છું કે જે આ કસોટીમાંથી પાર ઊતરશે. મારે તો કસોટી મૂકવાની છે અને એમાંથી પાર ઉતારવા માટે 'આટલું જરૂરી છે' એ જ કહેવાનું છે. જે 'જરૂરી' કહેવાનું છે તે પણ માનસિક વલણને લગતું છે, એટલે એ કોઈ નિયમ નહિ થઈ શકે–વિચારવા માટેનો એક મુદ્દો થઈ શકશે, જે આપણી સ્થિતિ અને શકિત અનુસાર આપણે આચરી શકીશું.

વર્તમાન લગ્નપ્રથાના દર્શનનું આ વિચારપ્રકરણ હવે પૂરું કરી ત્રીજા ખંડમાં આપણે પ્રવેશ કરીએ.



# ૨૧

# લગ્નસંસ્થાની જરૂર

**આ**પણે શરૂઆતના પત્રોમાં જોયું કે લગ્નસંસ્થાની ઉત્પત્તિ સંયમની–નિયમનની–ભાવનામાંથી થઈ છે. આપણે એ પણ જોયું કે વિષયેચ્છાની બળવાન વૃત્તિને નિયમનમાં રાખવાનો આ માર્ગ એવો યોજાયો છે કે જેને પરિણામે સમાજમાં આવશ્યક કર્તવ્યો સ્ત્રીપુરુષો સાથે મળીને કરી શકે અને લગ્ન એક 'અનિવાર્ય અનિષ્ટ' હોવા છતાં એમાંથી ઓછામાં ઓછું અનિષ્ટ નીપજી શકે. હવે આપણે એ જોઈએ કે લગ્નથી આ અર્થ સરે ખરો?

વિષયવૃત્તિને આપણે અત્યંત બળવાન વૃત્તિ કહી, એનું નિયમન કપરામાં કપરું છે એમ પણ કહ્યું, ભલભલાનાં પાણી ત્યાં ઊતરી જાય છે એ પણ આપણે વિચાર્યું, સાથે આપણે એ પણ જોયું કે, આ વૃત્તિને અંતઃપ્રેરણાનું યોગ્ય નિયમન ન મળે તો અનેક સ્વરૂપે માર્ગ મેળવે છે. આવી આ બળવાન વૃત્તિ લગ્ન કરવાથી નિયમનમાં આવી જશે ખરી? ગમે તેવી

પાળો તોડી નાખે એવો આ તોફાની પ્રવાહ ચોક્કસ માર્ગે જ ચાલશે ખરો ? અનેક રૂપો લેનારી આ વૃત્તિ એક જ સ્થળે કેંદ્રિત થશે ખરી ? જો આનો જવાબ આપણે 'હા'માં મેળવી શકીએ તો લગ્નપ્રથાની ઉપયોગિતા સિદ્ધ થઈ શકે. આનો જવાબ 'ના'માં હોય તો લગ્ન એ માનવજાત માટે એક મોટો બોજો છે એમ કહેવું જોઈએ.

હું પોતે આનો જવાબ 'હા'માં આપું છું: એટલા માટે કે આ વૃત્તિ કરતાંયે એક બળવાન વૃત્તિ આપણામાં પડેલી છે. આધ્યાત્મિક માણસો એને આત્માની શક્તિ કહે છે. એ કહે છે કે, 'મન ગમે તેટલું જોરાવર હોય, બુદ્ધિ ગમે તેટલી સમર્થ હોય, ઇંદ્રિયો ગમે તેવી બળવાન હોય, પણ આત્મા એ સૌ કરતાંયે શક્તિશાળી છે. આપણામાં જ્યારે એ જાગૃત થાય છે ત્યારે આ બધી વૃત્તિઓને આપણે હડાવી શકીએ છીએ અથવા કાબૂમાં રાખી શકીએ છીએ.'

મારા આ શબ્દો તમને કદાચ નહિ રુચે, ન સમજાય એવા મોઘમ અને ભેદી પણ લાગશે, પરંતુ મારી તમને એક વિનતિ છે કે આત્મા ને એવું એવું સાંભળી તમે ભડકશો નહિ. હું પોતે એ શબ્દ વાપરવા નહોતો ઇચ્છતો, પણ બીજો કોઈ યોગ્ય શબ્દ ન મળવાથી જ મેં એનો ઉપયોગ કર્યો. મારે કહેવાનું છે તે આ છે ને હું ધારું છું કે એમાં તમને કશું આધ્યાત્મિક કે ભેદયુક્ત નહિ લાગે.

માત્ર લગ્ન અંગે જ નહિ, જીવનના સામાન્ય વ્યવહારોમાં પણ માણસ જ્યારે પોતાની જાતને બીજા કોઈ સાથે અમુક સંબંધથી જોડે છે ત્યારે એના અંતરમાં એક પ્રકારનો નિશ્ચય થઈ જાય છે કે હવે આ જોડાણને ટકાવવા માટે જે સહન કરવું પડે તે કરવું. એવું જોડાણ થતાં પહેલાં એ ઘણી શંકાઓ કરે છે ને મંથન અનુભવે છે, પણ જોડાણ થયા પછી કોઈ અસાધારણ પ્રસંગ ન બને તો નિઃશંક બની એ જોડાણને વફાદાર જ રહે છે. આપણા કુટુંબજીવનમાં તો આપણે આવું જોઈએ જ છીએ, સંસ્થાઓમાં પણ જોઈએ છીએ, આપણી મૈત્રીઓમાં વધુ સ્પષ્ટપણે જોઈએ છીએ, અને આવું જોડાણ થતાં પહેલાં આપણે વધારે વિચાર્યું હોય–પરસ્પરની વધારે ઓળખાણ કરી લીધી હોય–તો જોડાણ વધુ દૃઢ થાય છે. જો આ વાત બરાબર હોય તો લગ્ન વિષે એ બિલકુલ બરાબર થઈ જાય છે, કારણ કે એ જોડાણ ખૂબ વિચારપૂર્વક, ખૂબ મંથનપૂર્વક, ખૂબ તપાસપૂર્વક અને ખૂબ ઓળખાણ-પૂર્વક થાય છે.

એટલે હું એમ માનું છું કે, લગ્નથી માણસનું મન ખીલે બંધાય છે. એનું મન એવું વલણ જ લઈ લે છે કે જેથી બીજી તરફ એને જોવાનું જ ન રહે. તેમ જ લગ્ન સાથે જ કેટલાંક કર્તવ્યો ઊભાં થાય છે તે પણ બંનેએ સાથે મળીને જ કરવાનાં હોય છે, એટલે એ જોડાણ ગાઢ-પ્રગાઢ થતું જાય છે.

અહીં એક વસ્તુ સમજી લેવાની જરૂર છે, તે એ કે, આ વિચાર સ્વાભાવિક સ્થિતિમાં લગ્ન કરનારને જ લાગુ પડે છે. જેની વૃત્તિઓ લગ્ન પહેલાં હડકાઈ થઈ ગઈ હોય, જેની આંખ જ્યાં ત્યાં ભમી આવી હોય, જેના શરીરે કે મને બીજા સાથે સંબંધો યોજ્યા હોય, તેને આ વિચાર લાગુ પડતો નથી. પરંતુ એટલું છે કે, એવી વિખરાયેલી મનોદશા-વાળો માણસ પણ જો લગ્નનું નિયમન ઇચ્છાપૂર્વક સ્વીકારે તો એની વિખરાયેલી વૃત્તિઓને કેંદ્રિત કરવા માટે એને ઘણું બળ મળી જ રહે, કારણ કે એની વિષયેચ્છાને જ નહિ પણ એના અંતરની ઘણી લાગણીઓને રમણ કરવાનું સ્થાન મળી રહેવાથી એનામાં સંતોષની ભાવના પ્રગટે અને ત્યારપછી કોઈ કોઈ વખતે વિખરાતી મનોવૃત્તિને જીતવાનું એનામાં બળ આવી જાય.

હવે તમે સમજ્યા હશો કે મેં જેને આત્માની શક્તિ કહી તે માણસની અંતઃપ્રેરણાથી થયેલા નિશ્ચયની શક્તિ છે. એ શક્તિ પેલી વૃત્તિઓ કરતાં ઘણી બળવાન હોય છે અને જાગૃત તેમજ પ્રયત્નશીલ માણસ એ નિશ્ચયશક્તિને અદ્‌ભુત રીતે ખીલવી પણ શકે છે.

આપણે શરૂઆતના પત્રોમાં જોયું છે કે, લગ્નનાં પ્રેરક કારણોમાં વિષયેચ્છા ભલે સૌથી પ્રધાન કારણ હોય, પણ એ એક જ કારણ બસ નથી. હા, એ કારણ ન હોય તો લગ્ન

કરવાની આવશ્યકતા નથી રહેતી. જો કે મેં એક ઠેકાણે એમ પણ કહ્યું છે કે, આવાં કારણો સિવાયનું લગ્નજીવન પણ હું કલ્પી શકું છું–એટલા માટે કે આજનું આપણું સમાજજીવન સ્ત્રીપુરુષના યોગમાંથી જ ઊભું થયું છે. શાણા મનુષ્યોએ બંનેની કુદરતી સ્થિતિ જોઈ બંનેનાં કર્તવ્યોમાં પણ થોડીક ભિન્નતા રાખી છે. માણસ સમાજ બાંધીને–ઘર બાંધીને–રહેવા લાગ્યો એટલે ઘરનાં અને બહારનાં એમ બે પ્રકારનાં કર્તવ્યો ઊભાં થાય જ છે. આ કર્તવ્યોના વિભાગ પડવાથી એકબીજાની વિશિષ્ટતા પણ નક્કી થાય છે. આ રીતે સ્ત્રી અને પુરુષમાં વિશિષ્ટ શક્તિઓ માલૂમ પડે છે અને એ બેના યોગથી જ સમાજજીવનની રચના થાય છે. અહીં એ જાણી લેવું જરૂરનું છે કે, આવો યોગ ન હોય, એટલે પુરુષ કે સ્ત્રી એકલ જીવન જ જીવતો હોય તેથી સમાજને કશી હાનિ નથી થતી, તેમ મનુષ્યનાં સામાજિક કર્તવ્યોમાં બાધા પણ નથી આવતી, શરત એક કે એ સ્ત્રી કે પુરુષ સંયમને ધારણ કરીને રહેતો હોય અને સમાજ પ્રત્યેનું પોતાનું કર્તવ્ય બજાવતો હોય.

એટલે આપણે એ જોયું કે, સિદ્ધાંતિક રીતે અપરિણીત સ્ત્રી કે પુરુષમાં એવી કોઈ વિશિષ્ટતા નથી કે એ બંનેએ જોડાવું જ જોઈએ. પરંતુ કુટુંબોની અને સમાજની રચના જોતાં, તેમ જ હજારો વર્ષો થયાં એકબીજાનાં કર્તવ્યો માટે

જે પ્રકારના સંસ્કારોનું સિંચન થયું છે તેનું પરિણામ જોતાં એમ લાગે છે કે, એ બંનેના જોડાણથી સમાજજીવન બળવાન થાય અને સામાજિક કર્તવ્યોમાં સરળતા થાય. આ બધું આપણે વિષયેચ્છાના કારણ સિવાયના લગ્નજીવનનો ખ્યાલ કરતાં વિચાર્યું છે તે લક્ષમાં રાખજો. વિષયેચ્છાનું કારણ હોય ત્યાં તો જોડાવું અનિવાર્ય છે ને આવશ્યક પણ છે, પરંતુ એ કારણ વિના પણ લગ્ન શક્ય છે અને સમાજની લગ્નભાવનાને વિશુદ્ધ કરવા માટે આવશ્યક પણ છે. આમ છતાં મેં તો મારા બધા પત્રોમાં એમ જોર આપ્યા જ કર્યું છે કે, વિષયેચ્છા ન હોય તો લગ્નની જરૂર જ નથી. દેખીતી રીતે આ બંને વિચારો અસંગત લાગશે, પણ તમે ઊંડે સુધી જોશો તો એમ નહિ જણાય, કારણ વિષયેચ્છા સિવાયનાં લગ્નનું નામ જ માત્ર લગ્ન રહે છે, 'લગ્ન' શબ્દની આજુબાજુ જે અર્થો રમી રહ્યા છે તે એમાં નથી આવતા. એ તો શુદ્ધ મૈત્રીની પ્રતિજ્ઞા જ છે, અને એવી મૈત્રી સ્થાપનાર અને રાખનાર તો કરોડોમાં કોઈક જ નીકળે. એટલે સુરક્ષિત માર્ગ તો એ છે કે, વિષયેચ્છા જોર ન કરતી હોય તો લગ્ન જ ન કરવું. મૈત્રીને લગ્નનું રૂપ મળવાથી એકબીજા પ્રત્યે વફાદારીનો ભાવ વધે છે ને પ્રેમનું બળ પણ વધે છે, પરંતુ એ સાથે જ ખૂબ નિકટતા અને આજુબાજુના સમાજ તરફથી એક પ્રકારની નિર્ભયતા પ્રાપ્ત થાય છે કે જેથી માણસને પોતાની જાતને સંભાળવાનું મુશ્કેલ બને છે. વિષયેચ્છાથી પ્રેરિત લગ્નજીવનમાં સંય-

મનેં પ્રાધાન્ય હોય તો અમુક કાળ પછી આ પ્રકારની સ્થિતિ આવે છે, પરંતુ એ બેમાં ઘણો તફાવત છે. પહેલો તફાવત એ છે કે, પરિણીત માણસ ધીમે ધીમે આગળ વધતો જાય છે અને છેલ્લી સ્થિતિએ એ પહોંચે છે ત્યારપહેલાં તો એ બંને એકબીજાને પણ ખૂબ ખૂબ સમજી ગયાં હોય છે અને બંને વચ્ચે સાથે મળીને જ કરવાનાં કેટલાંયે કર્તવ્યો ઊભાં થઈ ગયાં હોય છે. એમના પ્રેમે અમુક અંશે રાગનો ભાવ ઓછો કરી વાત્સલ્યનું રૂપ પણ લીધું હોય છે અને જો બાળકો હોય—બનતાં સુધી એ સ્થિતિમાં હોય જ—તો એ બંનેને પોતાનો પ્રેમ ઠાલવવાનું સ્થાન પણ મળી ગયું હોય છે. એટલે લગ્નજીવનના આરંભથી જ બ્રહ્મચર્ય ધારણ કરવાની વાત અને અમુક કાળ પછી બ્રહ્મચર્ય પાળવાની વાત વચ્ચે મોટો તફાવત છે.

આ તબક્કે એક બીજો વિચાર પણ કરી લઈએ. આપણા દેશમાં આજે એક પ્રકારની ઉદાત્ત ભાવના જાગૃત થઈ છે કે જે અનેક યુવક–યુવતીઓને આખું જીવન સેવાર્થે સમર્પણ કરવાને પ્રેરી રહી છે. આ સેવકોને લગ્નસુખની ઇચ્છા નથી, રાષ્ટ્રને માટે કણીએ કણીએ કપાવા સિવાય બીજી કોઈ તમન્ના નથી. આ સેવકોમાં કુમારો પણ છે ને કુમારિકાઓ પણ છે. તેઓને ઘણાં કામ સાથે મળીને જ કરવાનાં હોય છે. કર્તવ્યની ભૂમિકા ઉપર એમની વચ્ચે મૈત્રી પણ

બંધાય છે. એકમેકને એમ લાગે છે કે, જો કર્તવ્યસાથી બનીએ તો વધુ સેવા થઈ શકે અને પરસ્પર પ્રેરણા પણ મળે. સમાજના સંસ્કારો એવા છે કે, એ બંનેને વધુ નિકટ એ જોઈ જ ન શકે. આવે વખતે શું કરવું? આ પ્રશ્ન બહુ થોડા માણસોનો છે પણ એ થોડા માણસો બહુ મૂલ્યવાન છે એટલે એ વિષે આપણે વિચારવું જ જોઈએ. પણ એ માટે વિસ્તારથી વિચારવા માટે બીજો પત્ર ઠીક પડશે.

*

## ૨૨
# સેવક–સેવિકાઓ

**અહીં** એ સ્પષ્ટ કરવાની જરૂર નથી કે આ કુમાર–કુમારિકા વચ્ચે કર્તવ્યભાવ અને નિર્મળ લાગણી સિવાય બીજું કશું નથી. લોકસેવા કરવી એટલે સમાજના એકેએક અંગની સેવા કરવી. એમાં દલિતો ને પતિતો પણ આવી જાય, સ્ત્રીઓ તેમ જ બાળકો પણ આવી જાય. આવી સેવા કરનાર દરેક સેવકનો એ અનુભવ છે કે, સ્ત્રીઓમાં કામ કરવાનું બહુ જ મુશ્કેલ બને છે. એક મુશ્કેલી તો સ્ત્રીઓના ગાઢ અજ્ઞાનની છે, બીજી મુશ્કેલી એનું સ્વતંત્ર વ્યક્તિત્વ નથી એ છે, અને ત્રીજી મુશ્કેલી સ્ત્રીસેવિકાઓનો અભાવ છે તે છે. પુરુષસેવક સ્ત્રીઓમાં કામ તો કરે છે, પણ એ પુરુષ હોવાને કારણે જ બહુ નથી કરી શકતો. પરાપૂર્વના સંસ્કારોને લઈ સ્ત્રીઓ ત્યાં પોતાનું હૃદય ખોલી શકતી નથી, તેમ બહુ વિશ્વાસ પણ મૂકી શકતી નથી. ઉપરાંત, એ સેવકમાં અસાધારણ ચારિત્ર્યબળ ન હોય તો એ પોતે પણ ત્યાં જતાં ડરતો હોય છે, એટલે સ્ત્રીઓની સેવા કરવાનું અત્યંત મુશ્કેલ બને છે. આપણી આજની સ્ત્રીસંસ્થા-

ઓનો જેમને અનુભવ હશે તેઓ જાણતા હશે કે, સમાજના રૂઢ સંસ્કારોને આંચકો ન લાગે, કોઈ અકસ્માતરૂપે પણ કોઈ અનિષ્ટ બનાવ ન બની જાય એ માટે એ લોકોને કેટલું ખમવું પડે છે! કેટલીક વાર કેળવણીના અને જીવનના પાયારૂપ સિદ્ધાંતોનો પણ ભોગ આપવો પડે છે. તેઓ કરે છે તે યોગ્ય છે એમ મારું કહેવાનું નથી, પણ એ કામ કેટલું કઠણ છે એ જ બતાવવાનો ઉદ્દેશ છે.

અને સ્ત્રીઓ તરફ બેદરકાર રહ્યે પણ કેમ ચાલે? અર્ધો માનવસમાજ અજ્ઞાન હોય, અપંગ હોય, જકડાયેલો હોય ત્યાં સુધી સમાજશરીર કામ જ કેમ કરી શકે? એટલે એ પ્રશ્નના ઉકેલ વિના સમાજના એક પણ કોયડાનો પૂરેપૂરો ઉકેલ અશક્ય બને છે. આવે વખતે પુરુષસેવકને એમ થાય છે કે, પોતાની સાથે કોઈ સ્ત્રીસેવિકા પણ હોય તો સારું—ક્યારેક એ એવી ઇચ્છાથી લગ્ન કરવાના વિચારો પણ કરવા લાગે છે. પરંતુ આવા સેવકો પોતાના જીવન વિષે જાગૃત હોય છે અને સેવાર્થે પણ જીવનસિદ્ધાંતનો ભોગ ન અપાય એમ સમજે છે, એટલે લગ્નની પ્રેરક લગ્નવૃત્તિ જ હોય તો એ લગ્ન કરવા તૈયાર થાય છે અને નહિ તો થોડી ઓછી સેવાથી પણ સંતોષ માની લે છે. પરંતુ આવા સેવકની સાથે અથવા નજીકમાં આવા જ આદર્શો સાથે સેવામય જીવન ગાળતી કોઈ કુમારિકા હોય છે ત્યારે આ પ્રશ્ન વિકટ બને છે. આ પ્રશ્ન માત્ર સ્ત્રીઓની સેવા કરવાની બુદ્ધિમાંથી જ નથી ઊભો

થતો, સમાજનાં બીજાં અંગોની સેવા કરવાના ખ્યાલમાંથી પણ થાય છે. બ્રીસેવાનો પ્રશ્ન મેં એટલા માટે વિચાર્યો કે, એમાં તો સ્ત્રીસેવિકાની જરૂર પડે જ છે.

હવે આ કુમાર-કુમારિકાએ શું કરવું તે આપણે વિચારીએ. તેઓમાં સેવાના ભાવની સાથે પરસ્પર લાગણી હોય જ છે. જો એમ ન હોય તો તેઓ સાથે કામ કરી જ ન શકે. પરંતુ એમની લાગણીનો મદાર પણ કર્તવ્યની-સેવાની-ભાવના ઉપર જ અવલંબેલો હોય છે. કર્તવ્ય અને લાગણી એ બેમાંથી એક વસ્તુ છોડવી જ પડે તો જરાયે થોભ્યા વિના તેઓ લાગણી છોડી દે અને કર્તવ્યભાવનાની રક્ષા કરે. આપણે અહીં એવા સેવકોનો જ વિચાર કરીએ છીએ.

એક મત એવો છે કે, આપણા દેશના સંસ્કારો જોતાં આપણે ત્યાંનાં સેવક-સેવિકાઓ પરણેલાં હોય એ જ સારું-તો એ વધુ સેવા કરી શકે અને વધુ નિર્ભય રહી શકે ને સમાજ પણ એમના ઉપર વધુ વિશ્વાસ મૂકે. હું આ મત સાથે મળતો નથી થતો. સમાજ વધુ વિશ્વાસ મૂકે તે હું કબૂલ કરું છું, પરંતુ એથી સમાજ જે કરે છે તે યોગ્ય છે એમ સિદ્ધ નથી થતું. પરણવા-ન પરણવાના નિર્ણયમાં દેશ તો શું, કોઈ પણ વિચાર આડે ન આવવો જોઈએ, એ એક સ્વતંત્ર સિદ્ધાંત છે અને મનુષ્યના હૃદયનો જ સવાલ છે એમ હું માનું છું. જ્યારે પરણવાનો નિશ્ચય થાય ત્યારે દેશને લક્ષમાં રાખીને

પસંદગી કરવી જોઈએ તે બરાબર છે, પણ ન પરણવાના વિચારમાં તો અંતરના આદેશને જ માન મળવું જોઈએ. બ્રહ્મચારી-જીવનનું આ પ્રકારે સમર્થન કરવાની સાથે હું એ પણ ઉમેરું છું કે, એથી સેવાશક્તિ ઘટતી નથી પણ વધે જ છે. લગ્નજીવનના પરિણામે એકબીજા માટે જે ઘસારો સહન કરવો પડે છે અને એને અંગે રાષ્ટ્રસેવાની શક્તિમાં જે ક્ષતિ આવે છે તે લગ્નજીવનના લાભ કરતાં ઘણી વધારે હોય છે, એટલે કેવળ સેવાની દૃષ્ટિએ પણ અપરિણીત જીવન રાષ્ટ્રને વધુ લાભદાયી છે. પરંતુ આપણો મૂળ પ્રશ્ન આ કરતાં જુદો છે. એ પ્રશ્ન લગ્નના ભાવાર્થમાં લગ્નનો નથી. આ ક્ષણે મેં ઉપરનો વિચાર તો એટલા માટે રજૂ કર્યો કે, સેવક પરિણીત હોવો જોઈએ એવી ભાવનાવાળા માણસો જ્યારે કોઈ કુમાર–કુમારિકાને સેવક–સેવિકાના રૂપમાં જુએ છે ત્યારે તો એમને પરણાવવા માટે ખૂબ ઉત્સુક થઈ જાય છે, અને એમને એમ લાગી જાય છે કે, જો આ લોકો નહિ પરણે તો સમાજસેવાને મળતો એક મોટો લાભ જતો રહેશે ને એ બંને ઉપર આફત ઊતરશે.

આ લોકો પાસે સેવક કે સેવિકા પોતાના બ્રહ્મચારી–જીવન-ના આદર્શોની વાત કરે તો એ લોકો તુરત જ જવાબ આપે છેઃ ‘ એની કોણ ના પાડે છે ? તમે તો અમસ્થાં જ પરણો–માત્ર સાથે રહેવાની સગવડ ખાતર અને લોકોનાં ઘરમાં પ્રવેશ

કરી શકો એટલા ખાતર.' જ્યારે આ દલીલની સાથે બીજી એક મજબૂત દલીલ ઉમેરાય છે ત્યારે તો આ વિચાર અભેદ્ય હોય એવું લાગે છે. એ દલીલ આ છે: 'તમે પુરુષ તો ઠીક, પણ આ બહેનને લોકો કેમ સાંખી શકશે? તેઓમાં આવું જીવન ગાળવાની શક્તિ અને વૃત્તિ ભલે હોય, પણ તો એમણે તમારાથી દૂર રહેવું જોઈએ. એક તો એમનું અપરિણીત જીવન જ લોકો સાંખે એમ નથી, તેમાં વળી તમારા સાથે કામ કરીને રહે એ તો કેમ જ બની શકે? માટે કાં તો તમે પરણી જાઓ અને કાં તો સાથે કામ ન કરો.' એક વધુ દલીલ: 'પણ તમે ક્યાં તમારે માટે પરણો છો? આ લગ્ન જ ન કહેવાય, આ તો ક્રાંતિકારી લગ્ન છે. તમે આમ કરશો તો અનેક કુમારિકાઓનો માર્ગ ખુલ્લો થશે, એમને સાથ મળશે અને તેથી તેઓ સાહસ કરી શકશે.'

મને આ એકેય દલીલ ગળે નથી ઊતરતી. હું પ્રબળપણે એમ માનું છું કે, લગ્નને ને આવા વિચારોને સાથે જોડવા જ ન જોઈએ. આ બધી દલીલો ભીરુતામાંથી અને પોતાની જાત માટેના અવિશ્વાસમાંથી જન્મેલી છે. સેવાનો મોહ એટલો બધો પ્રબળ ન થઈ જવો જોઈએ કે જેની આપણે સેવા કરવી છે તેનો જ માત્ર વિચાર કર્યા કરીએ અને આપણા જીવનને ઘડ્યા કરીએ. જેની સેવા કરવી છે તેના ગમા–અણગમાનો વિચાર જરૂરી છે, પણ એ તો સામાન્ય બાબતોમાં. સિદ્ધાંતિક બાબતોનો

વિચાર તો તટસ્થ રીતે જ થવો જોઈએ. તટસ્થ રીતે વિચારતાં શું લાગે છે ? પણ હું એક ડગલું આગળ જઈને કહું કે, સત્ય અને સિદ્ધાંત એ એવી વસ્તુ છે કે એથી વ્યક્તિને જ નહિ પણ આખા સમાજને સરવાળે લાભ જ થાય છે. જો એ કસોટીમાંથી સત્યસિદ્ધાંત પાર ન ઊતરી શકે તો એમાં કાંઈક ભૂલ હોવી જોઈએ એમ સમજવું. એટલે સિદ્ધાંતિક રીતે વિચાર કરતાં જે સત્ય લાગે તેનું આચરણ કરવાથી સમાજને લાભ જ થાય છે. પરંતુ એ બે સ્થિતિ વચ્ચે ભેદ છે તે એ છે કે, સિદ્ધાંત નહિ પણ વ્યવહારની દૃષ્ટિએ વિચાર કરતાં જે કરવા જેવું લાગે છે તેનો લાભ તાત્કાલિક જણાય છે, જ્યારે સિદ્ધાંતનો લાભ મોડો–કદાચ ઘણો જ મોડો–જણાય છે; પણ આપણે એટલી બધી ટૂંકી નજરના નથી કે આજે ન દેખાય તે માનીએ જ નહિ, જો એમ હોત તો આપણે સેવાના કામમાં પડયા જ ન હોત.

એટલે હવે આપણે આ દૃષ્ટિએ–સિદ્ધાંતિક દૃષ્ટિએ–આ પ્રશ્નનો વિચાર કરીએ. સેવક–સેવિકામાં લગ્નની ઇચ્છા જાગે તો તો કંઈ સવાલ જ નથી, પરંતુ લેશમાત્ર એવી ઇચ્છા ન હોય તોપણ, માત્ર કામ કરવાની સરળતા ખાતર અને લોકોમાં વિશ્વાસ પ્રગટાવવા ખાતર પરણવું કે કેમ એ જ મુખ્ય સવાલ છે. દરેક સવાલની પેઠે આ સવાલને પણ એ જ રીતે તપાસવો જોઈએ કે, લોકો આપણા વિષે જે ઇચ્છા રાખે છે તે યોગ્ય

છે ? હું માનું છું કે આપણે સૌ કોઈ કહેશું કે, ‘એ યોગ્ય તો નથી જ, પણ એ અયોગ્ય ઇચ્છા સંતોષ્યા વિના સેવા મુશ્કેલ બને છે.’ તો હું કહીશ કે, ‘અયોગ્ય ઇચ્છાને સંતોષી લોકોની એ અયોગ્ય વૃત્તિને દૃઢિભૂત ન કરવી જોઈએ. આપણે એમ માનીએ છીએ, ને હું તો માનું જ છું કે, આ વિષેની આપણા સમાજની દૃષ્ટિમાં ફેરફાર કરવો એ એક મહાન સેવા છે અને એ ફેરફાર આ રીતે આપણે એને વશ થતા જઈએ તો હજાર વરસે પણ ન થાય. કોઈક દિવસ પણ લોકો આવું સાંખી શકે એવું આપણે ઇચ્છતા હોઈએ તો એ વિચાર અને વર્તનના આરંભનો આવો સુયોગ્ય દિવસ ફરીને મળવાનો નથી, કારણ કે આજે આપણાં નાનાંમોટાં બલિદાનો લોકોને આકર્ષી રહ્યાં છે. દેખીતી રીતે તો એમના હિત માટે જ આપણે જીવી રહ્યા છીએ તે એ જુએ છે ને જાણે છે. આપણે અહોનિશ જ્વાલામુખીના શિખર ઉપર બેઠા હોઈએ એવી આપણી સ્થિતિ છે તે એ સમજે છે. કોઈ પણ વખતે જેલ, માર, અપમાન અને ફાંસીનો માચડો સુદ્ધાં આપણા ભાગ્યમાં આવવાનો છે તે એણે જોયું છે. એટલે સહેજે જ આપણા વર્તન તરફ એ ઓછા અવિશ્વાસની નજરે જોશે અને એથી આપણને આવશ્યક ટેકો મળી રહેશે. જો લોકોની ઇચ્છાને માન આપતા જઈએ તો આપણો આરો જ ન આવે, તો તો આપણે એક ઊંડી ખાઈમાં ઊતરતા જ જઈએ—અસ્પૃશ્યતાને આપણે સંઘરવી પડે, વિધવાઓને એ જ દશામાં રાખવી પડે, સ્ત્રીઓની

ગુલામી કાયમ કરવી પડે, અનેક ભયાનક રૂઢિઓને ચાલવા જ દેવી પડે. એટલે દરેક વિચારનો ઉદ્‌ભવ સિદ્ધાંતમાંથી થવો જોઈએ–નહિ કે લોકરુચિ ઉપરથી.

પણ આ સવાલ હજી અધૂરો રહે છે. મારા આ કાગળ ઉપરથી એમ ફલિત થશે કે, સાથે કામ કરવાની ઇચ્છાવાળાઓએ સાથે જ કામ કરવું જોઈએ અને પરણવાની ઇચ્છા ન હોય તો ન જ પરણવું જોઈએ. આટલો અર્થ થાય ત્યાં સુધી બરાબર છે, પરંતુ જો એવો અર્થ થાય કે, લોકલાગણી તરફ તદ્દન બેપરવા રહીને સાથે રહેવું જોઈએ, તો એ અર્થ નહિ પણ અનર્થ ગણાશે, કારણ કે આપણે અંતે સેવા તો લોકોની જ કરવી છે. બિલકુલ દુર્લક્ષ રાખીને તો આપણે ત્યાં રહી જ ન શકીએ. એટલે આપણે લોકોમાં અવિશ્વાસ ન જાગે એવા બધા પ્રયત્નો કરવા જ જોઈએ, અને એથી લોકલાગણી જ સંતોષાય એમ નથી–આપણા પોતાના સત્ત્વની પણ રક્ષા થશે. આપણે એ વિચારી ગયા છીએ કે, આ બળવાન વૃત્તિ એક પળવાર પણ ગાફેલ રહેનારને ઉથલાવી નાખે છે, એટલે આપણે આવશ્યક મર્યાદાઓનું કડક રીતે પાલન કરી સાથે જ સેવાકાર્ય કરતાં હોઈશું તો ધીમે ધીમે લોકોની શંકાઓ નિર્મૂળ થશે અને શંકાને સ્થાને શ્રદ્ધા અને ભક્તિ જન્મશે. એથી આપણી સેવા સોળે કળાએ ખીલી ઊઠશે, અને જો એ આવશ્યક મર્યાદા આપણે ચૂકીશું તો આપણા પતનને

નોતરશું અને સેવાકાર્યને પાછું પાડી આપણા પછીના સેવકોનો અને સાથીઓનો માર્ગ પણ વિકટ કરીશું.

આ પત્રમાં લગ્ન કરતાં બીજા વિચારો વધુ મુકાયા, પણ એ પ્રશ્નનું પૃથક્કરણ કરવા માટે એ ઉપયોગી હતા એમ મને લાગ્યું છે. લગ્નનો પ્રશ્ન આખા જીવનને આવરી લે છે એટલે એનો વિચાર કરતાં બીજા પ્રશ્નો વિચારવા જ પડે છે અને આ પત્ર તો હું જીવનમાં 'કંઈક' કરી જવાની ભાવનાવાળાને લખું છું એટલે આવું લખ્યા વિના કેમ ચાલે ?



## ૨૩

# લગ્ન : અખંડ સહચાર

હું સૌ પહેલાં જ કહી દઉં કે, આજે લગ્નની નવી પ્રથાના જે પ્રયોગો થઈ રહ્યા છે તેમાંના મોટા ભાગના પ્રયોગો તરફ હું ભયની નજરે જોઉં છું. જૂની લગ્નપ્રથાના દોષો એમાં નથી, પણ બીજા છેડાના એટલા જ ભયંકર દોષો એમાં છે એમ હું માનું છું. આજે એનું સ્વરૂપ ભયાનક નથી લાગતું તેનું કારણ તો એ છે કે એ પ્રથાની હજી શરૂઆત જ છે. પરંતુ આજે જે રીતે એ પ્રથા વ્યવહારમાં ઊતરી રહી છે એ રીતમાં હું ભયંકર અવસ્થાનાં બીજ જોઈ શકું છું અને મને એનું કારણ એ લાગ્યું છે કે, જેમ જૂની લગ્નપ્રથામાં વ્યક્તિ કરતાં સમાજના હિતનું પ્રાધાન્ય હતું, તેમ નવી પ્રથામાં વ્યક્તિહિતને સર્વસ્વ માનવામાં આવ્યું છે. આ પ્રશ્નમાં બીજા કોઈ પ્રશ્ન કરતાં વધારે વ્યક્તિસ્વાતંત્ર્ય જળવાવું જોઈએ એમ હું માનું છું, પણ એમાં સમાજજીવનની રક્ષાને બાધ ન આવવો જોઈએ એ મુખ્ય શરત રહેલી છે અથવા

રહેવી જ જોઈએ. જૂની પ્રથામાં સંયમને મુખ્ય સ્થાન હતું. નવી પ્રથામાં સ્વાતંત્ર્યને મુખ્ય સ્થાન છે. મેં તો કહી દીધું કે સમાનતા, સ્વતંત્રતા અને સંયમ એ ત્રણમાંથી એક પણ દૃષ્ટિને આપણે ભૂલી જઈશું તો જટિલ પ્રશ્નને કોઈ દિવસ સરળ અને સમાજજીવનને બળ આપનારો કરી શકીશું નહિ.

નવી લગ્નપ્રથાના યોજકોનાં મનમાં શું હશે તે હું ન કહી શકું, કારણ કે મેં એ વાંચ્યું નથી. સંભવ છે કે આ પત્રમાં હું જેનો વિરોધ કરવાનો છું તેનો વિરોધ એમણે પણ કર્યો હોય. મારું લખવાનું તો આજે પ્રવર્તતી સ્થિતિ ઉપર છે. રોજ ને રોજ આપણી આંખ સામે જે બનાવો બની રહ્યા છે તે લક્ષમાં લઈને હું આ પ્રશ્નપરત્વે લખું છું.

મુદતી લગ્ન, પ્રયોગાત્મક લગ્ન, સ્નેહલગ્ન, છૂટાછેડા વગેરે વિચારો સામે મારે શા વાંધા છે તે હું જણાવું. સૌથી પ્રથમ તો લગ્ન એ અખંડ સહચાર હોવો જોઈએ એવી જે મારી માન્યતા છે તે જ અહીં મૂકી દઉં. આ માન્યતાને લઈને જ હું સ્નેહલગ્ન સિવાયની ઉપરની બાબતોનો વિરોધ કરું છું. સ્નેહલગ્ન, પ્રેમલગ્ન, ઇચ્છા લગ્ન—જે નામ આપો તે મને પ્રિય છે. એમાં લગ્નના પ્રશ્નનો ઉકેલ રહ્યો છે એમ હું માનું છું, પરંતુ એ પ્રાપ્ત કરવા માટે જે માર્ગો યોજાય છે તે સામે મારે વિરોધ છે, એટલે મારે એ જણાવવું છે કે, મારા અર્થમાં સ્નેહલગ્ન એટલે શું થાય છે? પણ એ પહેલાં

લગ્ન એ અખંડ સહચાર હોવો જોઈએ એ વિષેના મારા વિચારો અહીં મૂકી દઉં.

ખૂબ મંથન અને તપાસને અંતે પણ લગ્નજીવનની સફળતા વિષે શંકા રહે છે એટલે જ મુદતી લગ્ન કે પ્રયોગાત્મક લગ્ન જેવા વિચારો દાખલ થયા હશે એમ મારું માનવું છે. મારું કહેવાનું એ છે કે, જો આપણે 'મુક્તવિહાર'નો વિરોધ કરી શકતા હોઈએ તો આ સ્થિતિમાં ને એ સ્થિતિમાં બહુ થોડો જ ફેર છે. એ સમજી લેવાની જરૂર છે કે, કોઈ પણ કામ કરતી વખતે એના હેતુ અને પરિણામ વિષે માણસના મનમાં જે ગાંઠ વળી હોય છે તે હેતુ અને પરિણામ લાવવાના પ્રયત્નોમાં ખૂબ ભાગ ભજવે છે, એટલે 'આ જીવનભરનું લગ્ન નથી' એ ખ્યાલથી પરણનાર અને પોતાના લગ્નવ્યવહારને અખતરારૂપે જોનાર વહેલામાં વહેલો અસંતોષ પામે એમ મારું માનવું છે, કારણ કે એવું તો આ જગતમાં શક્ય જ નથી કે લગ્નસંબંધથી કે બીજા કોઈ સંબંધથી જોડાનાર વચ્ચે ઘર્ષણનો અને વિરોધનો પ્રસંગ આવે જ નહિ. વિરોધ અને ઘર્ષણ આવવાનાં જ. એકબીજાની સ્વતંત્રતાને હાનિ પહોંચવાની જ. લગ્ન એ અખંડ સહચાર છે એવી માન્યતા લઈને પરણનાર માણસ પોતાના લગ્નજીવનને અખતરો ન સમજે, પોતે કોઈ વ્યવહારના તપાસનીશ જેવો છે એમ ન સમજે, પણ ભરપૂર પ્રેમથી બીજાને પોતાની જાતમાં ને પોતે બીજાની જાતમાં સમાઈ જવા માટે આ લગ્નગાંઠથી

બંધાયો છે એમ માને અને તેથી એમના સહજીવનમાં ઘર્ષણુના પ્રસંગો આવે ત્યારે બંને પક્ષે ઉદારતા પ્રગટે અને એ ઘર્ષણુને દૂર કરવાનું કે સહી લેવાનું ઇચ્છાપૂર્વક જ બનવા માંડે.

પ્રેમનો એક સ્વભાવ—અને મારા મત મુજબ મુખ્ય સ્વભાવ—છે સ્વાર્પણુ. લગ્નજીવનને સફળ બનાવવું હોય તો આ સ્વભાવને જીવનમાં ઓતપ્રોત કર્યા વિના ન જ ચાલે. આપણુને અમુક વ્યક્તિ, વસ્તુ કે આદર્શ પ્રત્યે પ્રેમ છે તેની કસોટી કઈ? જાડી આંખે જ માણુસ કેમ પારખી શકે કે આ માણુસને અમુક વસ્તુ તરફ પ્રેમ છે? હું માનું છું કે સ્વાર્પણુથી જ, અને એ સ્વાર્પણુમાં માણુસને પોતાની લાગણીઓને ખેંચવી નથી પડતી, બુદ્ધિપૂર્વક પોતાની ફરજ સમજી સ્વાર્પણુની ભાવનાને ઉત્તેજિત નથી બનાવવી પડતી. એ ભાવના, જો પ્રેમ હોય તો, સ્વાભાવિક જ પ્રગટે છે. મને લાગે છે કે, પ્રેમ એ એવી શક્તિ છે જે ત્યાગ કરાવ્યા વિના રહી શકે જ નહિ. મને કોઈ એમ કહે કે, ‘હું અમુક વ્યક્તિ, વસ્તુ કે આદર્શ પ્રત્યે પ્રેમ ધરાવું છું, પણુ એના માટે કશું કરવાની મારી અશક્તિ છે’, તો હું એ માણુસને સાચો માનું જ નહિ. હૃદયમાં પ્રેમ દાખલ થતાં જ અંદરથી એક પ્રકારનો ધક્કો લાગે છે. એટલે પ્રેમ એ કોઈ નિષ્ક્રિયા નથી પણુ ગાંધીજી કહે છે તેમ બળવાનમાં બળવાન પ્રક્રિયા છે.

આમ હોવા છતાં આપણા મનમાં વળી ગયેલી ગાંઠ આ પ્રેમપ્રવાહને રોકી શકે છે અથવા મંદ પાડી શકે છે. જૂની

પ્રથા પ્રમાણે લગ્નજીવન જીવનારાં હજારો દંપતી વચ્ચે પરસ્પર પ્રેમ હોય છે અને તેથી એકબીજાં માટે ત્યાગ પણ કરતાં જ હોય છે, છતાં લોકોમાં સ્ત્રી અને પુરુષ વિષેની ભિન્ન પ્રકારની કલ્પના હોવાથી વિશેષ ત્યાગ સ્ત્રી જ કરતી હોય છે. પુરુષને પ્રેમ નથી હોતો એમ નહિ કહી શકાય, ક્યારેક એ ભારે ત્યાગ કરતો પણ માલૂમ પડે છે, પરંતુ આપણે બંનેને બરાબર જોશું તો સમજી શકશું કે પ્રેમ હોવા છતાં મનમાં બંધાઈ ગયેલી માન્યતા કેટલું કામ કરી જાય છે.

એ જ રીતે લગ્નજીવન શરૂ કરતી વખતે અખંડ સહચારની માન્યતા આપણા મનમાં હોય તો, જેમ પેલી માન્યતા પ્રેમના પ્રવાહને મંદ કરી શકે છે તેમ, આ માન્યતા મંદ પ્રવાહને વેગવંત પણ કરી શકે છે. એટલે જીવનની કેટલીક પળોમાં લાગણીઓમાં ભરતી–ઓટ આવે તોયે અખંડ સહચારની ભાવના સહજીવનને બચાવી લે છે. મારું એમ માનવું છે કે, મુક્તી લગ્ન કે પ્રયોગાત્મક લગ્ન જેવાં લગ્નોમાં એ માન્યતા નથી પ્રગટી શકતી. મને તો ઊલટું એમ લાગે છે કે, એવાં લગ્નોમાં ભરપૂર આનંદ માણવાની જ, અને તે પણ એકે બીજામાંથી માણી શકાય તેટલો આનંદ માણવાની જ વૃત્તિ પ્રગટે છે. બંનેએ એ જોયા કરવાનું હોય છે કે પોતે રસ લઈ શકે છે કે નહિ ? મને લાગે છે કે આ વૃત્તિ ખરાબ છે. જો સ્વાર્પણને બદલે એકબીજાને માણી લેવાની દૃષ્ટિ સ્થાન મેળવે તો લગ્નજીવન

નિષ્ફળ જ જાય. ઉપરાંત, આવાં લગ્નો થયાં પછી કોઈથી નિશ્ચિંત તો બની જ ન શકાય, કારણ કે પોતાને ફાવશે કે નહિ તે જોવાનું હોય અને ન ફાવતું હોય તો હવે કોની સાથે ફાવશે તે વિચારવાનું અને શોધવાનું હોય. પરિણામે સમાજની વ્યવસ્થા જ ન જળવાય. ઘણી વાર તો એવું બને કે, એકને ફાવે ને બીજાને ન ફાવે, અને એનું પરિણામ જીવનભરના દુ:ખ સિવાય બીજું શું આવે?

મારી આ દલીલોમાં રખે એવો અર્થ થાય કે, ત્યારે તો જૂનાં લગ્નો જ સારાં હતાં. એ લગ્નોનાં પાર વિનાનાં અનિષ્ટ પરિણામો મેં બતાવી આપ્યાં છે. પણ મારે કહેવું જોઈએ કે, એ લગ્નમાં 'અખંડ સહચાર'ની જે ભાવના હતી તે સ્વીકારવા જેવી છે. હું માનું છું કે, એ ભાવનાની ઉત્પત્તિનું મૂળ સંયમદૃષ્ટિ છે.

હવે છૂટાછેડાનો વિચાર કરીએ. મારી ઉપરની વાતોમાં છૂટાછેડાનો વિરોધ આવી જ જાય છે, પરંતુ મને એમ લાગ્યું છે કે, કાયદાની દૃષ્ટિએ તો બંને પક્ષે છૂટાછેડાનો અધિકાર હોવો જ જોઈએ. અહીં આપણે જે વાત કરીએ છીએ તે કેવા કાયદાઓ ઘડાવા જોઈએ તેની નહિ, પરંતુ સમાજમાં કેવા વિચારોને બળ આપવું જોઈએ તેની જ; એટલે મારી આ માન્યતાઓ એક જ રીતે જોવાની છે કે, હું આ વિચારોને

ફેલાવો સમાજમાં ઇચ્છું છું. આ વિચારોના ફેલાવાને લઈ સમાજમાં આ જાતની માન્યતા બંધાય એમ ઇચ્છું છું. લોકમત આ પ્રકારનો રહે અને સમાજના ધુરીણો આ વાતનું જ સમર્થન કરે એમ મારી ઇચ્છા છે. જો એટલું થાય તો છૂટાછેડાને કાયદામાં સ્થાન હોવા છતાં એનો ઉપયોગ ઓછામાં ઓછો થવા પામે.

છૂટાછેડાને કાયદામાં સ્થાન હોવું જ જોઈએ એમ હું જ્યારે કહું છું ત્યારે મારા મનમાં એ વિચાર પડ્યો જ છે કે, લગ્નમાં અખંડ સહચારની ભાવના હોય, સ્વાર્પણની ભાવના હોય, સમાનતા, સ્વાતંત્ર્ય અને સંયમની ભાવના હોય, તોયે કેટલાંક લગ્નજીવન તો અસહ્ય થઈ જ પડે; કારણ કે મનની સૂક્ષ્મ વૃત્તિઓ કેટલીક વાર ન સમજાય એવો અણગમો ઊભો કરી દે છે. કેટલીક વાર એમાંથી એક પક્ષે જ ઉપરની ભાવના કેળવાય છે ને બીજે પક્ષે ઊલટું જ વર્તન થાય છે. કેટલીક વાર માણસની આખી મનોસૃષ્ટિ અને જીવન વિષેની દૃષ્ટિ બદલી જાય એવું પણ બની જાય છે. એટલે લગ્ન એ કોઈ પણ સંયોગમાં ન છોડી શકાય એવું બંધન ન થઈ જવું જોઈએ. આ તો મેં જોઈ–વિચારીને કરેલાં લગ્નોની વાત કરી, પરંતુ આજે લાખો માણસોને એમનાં માબાપે કે વડીલોએ જ પરણાવી દીધાં છે તેનું શું ? પેલાં માણસોમાં તો જીવન અસહ્ય થઈ પડે એવા પ્રસંગો ઓછા આવશે, એટલે છૂટાછેડાને સ્થાન તો

હોવું જ જોઈએ એમ હું માનું છું. કદાચ તમને એમ લાગશે કે, તો તો મારા વિચારોની ઇમારત તૂટી જાય છે. જો તમે વધુ વિચાર કરશો તો એમ નહિ લાગે. મેં પહેલેથી જ કહ્યું છે કે, વિશુદ્ધ વિચાર, એટલે કે આદર્શ વિષેનો સ્પષ્ટ ખ્યાલ, માણસના મનમાં જે ગાંઠ વાળી જાય છે તે માણસને ઘણું બળ આપે છે. એ માન્યતામાંથી જરાયે વિચલિત થવાનો પ્રસંગ આવે ત્યારે માણસ એ પ્રસંગને હર્ષપૂર્વક નથી સ્વીકારી શકતો, પણ પોતાની હારરૂપે દુઃખપૂર્વક જ સ્વીકારે છે, એટલે આવા પ્રસંગોનું પ્રમાણ અત્યંત નજીવું રહે છે.

છૂટાછેડા એ કોઈ સ્વતંત્ર સિદ્ધાંત નથી. સ્વતંત્ર સિદ્ધાંત તો અખંડ સહચારનો છે, છૂટાછેડાનો ઉપયોગ તો ખરાબે ચડેલી નૌકાને બચાવી લેવા માટે જ છે, અને આ વાત માણસ બરાબર સમજી જાય તો એ પોતાના લગ્નજીવનની નૌકાને એવી કુશળતાથી ચલાવે કે એ ખરાબે ચડે જ નહિ. આ આખી ચર્ચા ઉપર મારે કહેવાનું છે તે આ છે કે, માણસ નિરંકુશ જીવન તરફ બહુ જલદી વળી જાય છે એને લોકમતનો ટેકો આપવાની જરૂર નથી. લોકમત તો એની નિરંકુશતાને અટકાવે એવો જ હોવો જોઈએ. પરંતુ કાયદામાં એવી સગવડ જરૂર હોવી જોઈએ કે જેથી માણસને સ્વેચ્છાચારી કે ચોર બનવું ન પડે. જો આમ થાય તો વ્યક્તિનો વિકાસ રૂંધાય નહિ અને સમાજજીવનની શુદ્ધિ અને રક્ષા થયા જ કરે.

૨૪

# આકર્ષણનું તત્ત્વ

આપણે સ્નેહલગ્ન વિષે વિચાર કરીએ ત્યારપહેલાં જેમાંથી સ્નેહલગ્ન પરિણમવાની શક્યતા છે તે આકર્ષણનો વિચાર કરીએ. આકર્ષણ શું છે? એ શા માટે થાય છે? એ કેવું કેવું સ્વરૂપ લે છે? આ બધું વિચારવું જરૂરી છે. મને લાગે છે કે, બે ને બે ચાર જેવો આ પ્રશ્નનો જવાબ સહેલો નથી. આ પ્રશ્નનો વિસ્તાર કરીએ તો આપણી મતિ મૂંઝાઈ જાય એવો એ પ્રશ્ન છે. આકર્ષણના બળે જ આખું વિશ્વ ગતિ કરી રહ્યું છે ત્યાં સુધી આ પ્રશ્નને લઈ જઈએ તો આપણે તત્ત્વજ્ઞાનના અપાર સાગરમાં ડૂબકી મારવી પડે, જે મારવાની મારી શક્તિ નથી અને ઇચ્છા પણ નથી. અહીં તો એક માણસ બીજા માણસ તરફ કેમ ખેંચાય છે તેનો જ આપણે વિચાર કરવાનો છે. વિષયેચ્છાની પ્રબળતાથી થયેલા ખેંચાણને હમણાં બાજુએ રાખી આપણે તો આકર્ષણનો સ્વતંત્રપણે જ વિચાર કરવો જરૂરી છે.

સ્ત્રી અને પુરુષ વચ્ચે જ આકર્ષણ થાય છે એવું નથી; પુરુષ અને પુરુષ વચ્ચે પણ થાય છે, સ્ત્રી અને સ્ત્રી વચ્ચે પણ થાય છે. સમાન વયના પ્રત્યે થાય છે એવું પણ નથી; વૃદ્ધ અને યુવાન વચ્ચે પણ થાય છે. લગ્નની શક્યતાને લઈને જ થાય છે એવું પણ નથી, કારણ કે મા ને દીકરા વચ્ચે તેમ મા ને દીકરી વચ્ચે પણ થાય છે, એ જ રીતે પિતાપુત્ર વચ્ચે પણ થાય છે. સાથે રહેનારા તરફ થાય છે એવું પણ નથી; તદ્દન અજાણ્યા પ્રત્યે પણ થાય છે—અરે, મનુષ્યેતર જીવસૃષ્ટિ તરફ જ નહિ પણ નિર્જીવ સૃષ્ટિ તરફ પણ થાય છે. આ આકર્ષણ છે શું? મને લાગે છે કે, આનો સ્પષ્ટ જવાબ આપવાનું કામ મુશ્કેલ છે. અને એટલે જ માનવજાતના આદિકાળથી આકર્ષણ ઉપર કાવ્યો ને નાટકો રચાતાં આવ્યાં છે ને રચાયા જ કરશે. આકર્ષણનું આ અદ્ભુત તત્ત્વ લોકોને એટલું આકર્ષક લાગે છે કે એની વાતમાં કે વાર્તામાં લોકો નિરવધિ રસ લઈ શકે છે.

વિજ્ઞાનીઓ એમ કહે છે કે, દુનિયામાં કશું જ એમ ને એમ અકસ્માત નથી બનતું; બધા બનાવોની પાછળ કારણો પડયાં જ હોય છે. અધ્યાત્મવાદીઓ એમ કહે છે કે, આખું જગત ચોક્કસ નિયમોને વશ વર્તે છે, આપણી બુદ્ધિ પરિમિત છે એટલે આપણે એ સમજી શકતા નથી. આમ બંને વચનોનો ભાવાર્થ એક જ છે. આ ઉપરથી એટલું ફલિત થયું કે, આ આકર્ષણનું તત્ત્વ ચોક્કસ કારણોને લઈને કામ કરી

રહ્યું છે. એ કારણો શાં છે તે આપણે જોવાનું છે. હું વિચારું છું તો મને મારા મનમાં ઊઠતાં કારણોથી સંતોષ થતો નથી, અને હું પરિમિત બુદ્ધિને લઈ આ એક અકસ્માત છે એમ જ કહી દઉં એમ થઈ જાય છે. મારી અવી સ્થિતિ હોવા છતાં હું એટલું તો સમજી શકું છું કે, માણસમાં પ્રેમની વૃત્તિ પડી છે તે એને બીજામાં ઓતપ્રોત થવાને પ્રેરી રહી છે. એ પ્રેમ જેમ જેમ શુદ્ધ થતો જાય છે તેમ તેમ એ વૃત્તિ વધુ ને વધુ વિસ્તારમાં ફેલાતી જાય છે–જેમ પ્રકાશને રૂંધી રહેલાં આવરણો દૂર થતાં પ્રકાશનો વિસ્તાર ફેલાય છે તેમ. ગમે ત્યાં નહિ આકર્ષાવાનું અને મુકરર સ્થળે જ આકર્ષાવાનું કારણ તો સ્વભાવ અને સંસ્કારોના પરિબળોને લઈને હોઈ શકે એમ મારું માનવું છે. સામાન્ય લોકોનાં અને મહાપુરુષોનાં જીવન તરફ અભ્યાસપૂર્ણ દૃષ્ટિએ જોતાં એમ લાગે છે કે, પ્રેમ અને આકર્ષણ એ ખૂબ જ વિસ્તાર પામી શકે એવું તત્ત્વ છે. કોઈ વિરલ વ્યક્તિમાં તો એ તત્ત્વ બધી જ મર્યાદાઓ ઓળંગી વિશ્વ સાથે એકરૂપ થતું પણ જોવામાં આવે છે. એટલે, એ તત્ત્વ ન સમજાય એવું હોવા છતાં એમાંયે શુદ્ધિ–વૃદ્ધિને તો અવકાશ છે જ, અને જેમાં શુદ્ધિ–વૃદ્ધિને અવકાશ હોય તેમાં એથી ઊલટી સ્થિતિની પણ શક્યતાઓ હોય જ. આ ઉપરથી એમ લાગે છે કે, આ અદ્‌ભુત તત્ત્વને પણ માણસ પોતાના જીવનપૂરતું સમજી શકે અને એનું સંસ્કરણ કરી શકે.

એટલે, સ્ત્રી અને પુરુષ વચ્ચેના આકર્ષણમાં એ યોગ્ય

વયનાં હોય અને કુમાર–કુમારિકા હોય તોપણ લગ્નની ઇચ્છા રહેલી જ હોય એમ માનવાનું નથી. ભલે બહુ ઓછા પણ આપણે દુનિયામાં એવા સંબંધો જોઈએ તો છીએ જ કે જેમની વચ્ચે વર્ષો સુધી–ક્યારેક આજીવન–પ્રેમસંબંધ રહ્યો હોય છતાં બંને વચ્ચે લગ્નની ઇચ્છા જાગી જ ન હોય. એટલે, આકર્ષણ એ પૃથક્કરણ કરવા જેવું તત્ત્વ છે તે આપણે સમજી લેવું જોઈએ. કોઈનાયે પ્રત્યે ખેંચાણ થતાં એ શા માટે થાય છે તે સમજવા આપણે પ્રયત્ન કરવો જોઈએ. આપણે વિચાર-મય જીવન જીવતા હોઈએ તો એ આકર્ષણ પાછળનાં કારણોને ઓછા સ્વરૂપે પણ આપણે જોઈ શકીએ એવું હોય છે.

હવે આપણે સ્નેહલગ્નનો વિચાર કરીએ. અનેક પ્રકારનાં આકર્ષણોમાં એવું આકર્ષણ પણ જન્મે કે જેમાં લગ્નની શક્યતા પડી હોય. આ આકર્ષણને આપણે ઓછા સ્વરૂપે સમજી શકીએ છીએ. પરંતુ એટલા ઉપરથી આપણે લગ્ન કરી શકતા નથી, કારણ કે લગ્નમાં તો સાથે જીવવાનું આવે છે. એટલે સહજીવનની દૃષ્ટિએ એકબીજાની ટેવો અને સ્વ-ભાવ જોવાની જરૂર ઊભી થાય છે–આ સ્થિતિમાં સંવનન ઊભું થાય છે.

એટલે સ્નેહલગ્ન કે પ્રેમલગ્નનો અર્થ એટલો જ ન થવો જોઈએ કે આકર્ષણથી ઊભું થયેલું લગ્ન, પણ આકર્ષણ અને પૂરી ઓળખાણ પછી થયેલું લગ્ન. આવું લગ્ન આદર્શ લગ્ન ગણાય એમ મારું માનવું છે. અલબત્ત, એમાં સમાનતા, સ્વ-

તંત્રતા અને સંયમની જાળવણી થવી જ જોઈએ. જો એ જાળવણી ન થાય તો લગ્ન આદર્શ સ્થિતિમાં થયેલું હોવા છતાં એ નિષ્ફળ જ જાય.

અહીં આપણે આ પ્રકારના—લગ્નની શકયતાવાળા—આકર્ષણનો થોડોક વિચાર કરીએ. ઘણી વાર આવું આકર્ષણ, આપણને સ્પષ્ટ ખ્યાલ ભલે ન હોય, પણ આપણામાં લગ્નની ઇચ્છા જાગી ગયા પછી થાય છે અને કેટલીક વાર નાનપણમાં અથવા કિશોરવયમાં સાથે રહેવાનું, રમવાનું, જીવવાનું મળે છે ને સ્નેહગાંઠ બંધાય છે, મોટાં થતાં બધી સમજણ આવે છે અને એ વખતે જેની સાથે નિર્દોષ પ્રેમમાં વર્ષો ગાળ્યાં હોય તેના પ્રત્યેના આકર્ષણનું સ્વરૂપ બદલાય છે. આમ આ આકર્ષણ મુખ્યત્વે બે પ્રકારે ઉદ્ભવે છે. એક ત્રીજો પ્રકાર છે, પણ એનો વિચાર અત્યારે અસ્થાને લાગે છે. એ છે પરોક્ષ રીતે જાગેલા આકર્ષણનો. આપણે ઓળખતા ન હોઈએ. એકબીજાને જોયાં પણ ન હોય, પણ સાંભળવા માત્રથી પણ આકર્ષણ જન્મ્યું હોય છે. આ જરા સૂક્ષ્મ લાગે છે, પણ આવું આકર્ષણ છેવટે તો પ્રત્યક્ષતાની કસોટીએ ચડે જ છે, એટલે મુખ્યત્વે બે પ્રકારે જ આકર્ષણ દેખા દે છે.

મને પોતાને આ બંને પ્રકાર શુદ્ધ લાગે છે. હું જાણું છું કે કરોડો માણસોને, આપણાં બધાં જ સામાજિક બંધનો દૂર

થઈ જાય તોપણ, આ સ્થિતિ મળવાની નથી. પરંતુ જે ભાગ્યશાળીઓને આ સ્થિતિ પ્રાપ્ત થાય તેમનું લગ્નજીવન સુખદ, સ્નેહાળ અને પરસ્પર સહકારવાળું થાય છે.

એટલું તો સમજાયું હશે જ કે, આ સ્થિતિ પ્રયત્નપૂર્વક ઊભી નથી થઈ શકતી. મને ઘણી વાર એમ થાય છે કે, લગ્ન માટે 'પ્રયત્ન' ન હોવો જોઈએ, સ્વાભાવિક રીતે જ એ સ્થિતિ ઊભી થઈ જવી જોઈએ. પણ છલોછલ વિષમતાઓથી ભરપૂર આ સમાજમાં એ આશા ક્યાંથી રાખી શકાય? આપણો સમાજ પ્રગતિ પામતો પામતો આવાં લગ્નો સુધી પહોંચશે તે દિવસે આ જગતના રંગઢંગ બદલાઈ ગયા હશે, તે દિવસે હૃદયના ગુણોનો વિકાસ એટલો થયો હશે કે, જીવનનાં બીજાં ક્ષેત્રોમાં પણ પ્રેમ અને સહકારનું જ વાતાવરણ હશે. પરંતુ એ સ્વપ્ન ઘણું દૂરનું છે. આજે તો કોઈ વિરલ સ્થળે એવાં લગ્નનાં દર્શન પામી શકીએ છીએ અને ત્યારે લગ્ન-જીવનમાં રસ અને આનંદની કલ્પના કરી શકાય છે.

આવું સુંદર સ્નેહલગ્ન અને સ્વાભાવિક આકર્ષણ જવલ્લે જ જોવામાં આવે છે. અત્યારે તો મોટે ભાગે આકર્ષણના તત્ત્વે ઘણાં યુવક-યુવતીઓનાં જીવનમાં કોયડાઓ જ ઊભા કરી દીધા હોય એમ માલૂમ પડે છે, કારણ કે બંને પક્ષે આકર્ષણ જાગે અને એ આકર્ષણ નીરોગી હોય એવું ભાગ્યે જ જોવા મળે છે. એક એકને ચાહતું હોય છે ને બીજું વળી કોઈ બીજાને જ

ચાહતું હોય છે. આ દૃશ્યો જોઈ ઘણી વાર એમ થઈ જાય છે કે, આ આકર્ષણના મૂળમાં પ્રેમની વૃત્તિ નહિ પણ એકલા ભોગની જ વૃત્તિ નહિ પડી હોય !

મેં આ પત્રોમાં લગ્નના પ્રેરક કારણ તરીકે વિષયેચ્છાને જ પ્રધાનપદ આપ્યા કર્યું છે, અને તમને તો ઠીક, પણ મને—લખનારને—પણ કંટાળો આવે એટલી બધી વાર એ શબ્દનો મેં ઉપયોગ કર્યો છે. છતાં જો લગ્નમાં માત્ર વિષયેચ્છાને સ્થાન હોય તો લગ્નજીવનમાં માણસ પશુથીયે નપાવટ થઈ જાય એમ હું કહું છું. એમાં પ્રેમનું તત્ત્વ હોવું જ જોઈએ. હું તો એટલે સુધી કહું છું કે, માણસ વિષયનો તદ્દન ગુલામ જ બની ગયો હોય, એટલે સાચા અર્થમાં માણસનું મન રોગિષ્ઠ થઈ ગયું હોય તો જ એ પ્રેમના અંશ વિના વિષય ભોગવી શકે. એવા માણસો સમાજમાં છે એ હું જાણું છું, પણ એ સ્થિતિની કલ્પના પણ મને અસહ્ય લાગે છે, મને એ ચિત્ર અત્યંત ગંદું અને ભયાનક દેખાય છે.

એટલે, આકર્ષણની પાછળ એ પ્રેમનું—જેમાંથી સ્વાર્પણ અને ત્યાગ જન્મી શકે એવા તત્ત્વનું—કેટલું સ્થાન છે તે જોવું અને તપાસવું અત્યંત જરૂરી છે. લગ્નના આરંભે નિર્વિકાર પ્રેમનું સ્થાન ન હોઈ શકે એમ હું હજીયે કહું છું, જો એ સ્થિતિ હોય તો લગ્ન એ લગ્ન જ નથી, પરંતુ પ્રેમનું તત્ત્વ તો હોવું જ જોઈશે. એ જેટલું વધારે હોય તેટલું આકર્ષણ નિર્મળ હોય. આવું પ્રેમયુક્ત આકર્ષણ અનુભવનારનું સામું

પાત્ર કોઈ ભાગ્યયોગે એવું આકર્ષણ ન અનુભવી શકે તો આ માણુસ મૂંઝાઈ જશે નહિ, એનામાં ક્રોધ કે ઈર્ષાનો ભાવ પેદા થશે નહિ, પણ એ પ્રેમ શુદ્ધ થતો થતો શારીરિક વાસનાઓ ઉપર વિજય મેળવી લેશે—સામેના યુવક કે યુવતી સાથે કલ્પનાયુક્ત સહચાર બંધાઈ જશે અને આખી જિંદગી પોતાની કલ્પનાના સહચરનું કલ્યાણ થાઓ એવી જ ભાવના એના અંતરમાં રમ્યા કરશે.

આ ઉપરથી એ સમજવાની જરૂર છે કે, વિષયેચ્છાથી પ્રેરિત થયેલા લગ્નજીવનમાં પણ પ્રેમને મહત્ત્વનું સ્થાન છે. જો પ્રેમને સ્થાન ન હોત તો ભવિષ્યમાં વિષયેચ્છા નિવારવાની શકયતા પણ ન હોત. જો પ્રેમને સ્થાન ન હોત તો જીવનસહચારને કે કુટુંબજીવનને પણ સ્થાન ન હોત. એટલે હું કહું છું કે, આપણાં લગ્નનું કારણ વિષયેચ્છા છે એમ જાણ્યા પછી પણ, આ પ્રેમતત્ત્વને લઈને જ આપણે લગ્નમાં રસ લઈ શકીએ એવી સ્થિતિ રહે છે. આપણને સ્પષ્ટ ખ્યાલ રહેશે કે, આ રસની દિવ્યતા તો પેલી ઇચ્છાને ઓછી કરતાં જવામાં અને પ્રેમને વધુ ને વધુ સૂક્ષ્મ બનાવતાં જવામાં છે, જેથી પ્રેમનો ભાર ન લાગે ને ઘસારો પણ ન લાગે.

સ્નેહલગ્નનો વિચાર કરતાં આપણે આ વિચાર પણ કરી લીધો. મને લાગે છે કે, આ બંને વિચાર આપણે બીજા પત્રમાં જરા વિસ્તારથી કર્યા પછી જ આગળ વધીએ.



૧૨

## ૨૫

# લગ્નનાં ભયસ્થાનો

આપણે જોયું કે સ્નેહલગ્ન આકર્ષણમાંથી જન્મે છે અને આકર્ષણ પ્રેમમાંથી જન્મે છે. આ પ્રેમ શુદ્ધ છે કે નહિ તેની કસોટી સ્વાર્પણની ભાવના છે. જો એકબીજા માટે કશાયે બદલાની ઇચ્છા વિના સર્વસ્વ હોમવાની તૈયારી હોય તો એ ભાવનામાંથી જન્મેલાં લગ્નને હું ઉત્તમમાં ઉત્તમ લગ્ન કહું. આવાં લગ્નમાં પણ પરસ્પરની ઓળખાણની જરૂર પડે જ છે, પણ બંને પક્ષે પ્રેમની આવી ઉદાત્ત સ્થિતિ હોય તો સાચી ઓળખાણ સહેજે થઈ જાય છે. પ્રેમની એટલી તીવ્રતા પછી હૃદયનાં બારણાંને બંધ રાખી શકાય જ નહિ. પરંતુ આવી ઉત્કૃષ્ટ સ્થિતિ વિરલ સ્થળે હોય છે. મોટે ભાગે તો આકર્ષણ શુદ્ધ જ, એટલે પ્રેમમાંથી નિષ્પન્ન થયેલું, હોતું જ નથી. થોડી જગ્યાએ એવું હોય છે, ત્યાં પ્રેમની માત્રા એકબીજા પ્રત્યે લાગણી અનુભવી શકાય અને એકબીજા માટે ઘસારો સહન કરી શકાય એટલી જ હોય છે. એટલે મારી ગણતરી પ્રમાણે આ બાબતમાં મુખ્યત્વે ત્રણ પ્રકારનાં સ્વરૂપો માલૂમ પડે છે.

એક તો પ્રેમની ભાવના એટલી શુદ્ધ અને ઉદાત્ત હોય કે જરૂર પડે તો વિષયેચ્છા ઉપર અને બીજી તમામ ઇચ્છા ઉપર અંકુશ મૂકી શકે, અને પોતાના પ્રિયજન માટે જીવનની પ્રિયમાં પ્રિય વસ્તુને હોમી શકે. મારા મત પ્રમાણે સ્નેહલગ્નનું આ ઉત્કૃષ્ટ સ્વરૂપ છે.

બીજા સ્વરૂપમાં પ્રેમની માત્રા ઓછી હોય છે. પ્રિયજન માટે ઘસાવાની અને પ્રસંગ પડયે સર્વસ્વ હોમવાની તૈયારી હોય છે, પણ એ સાથે જ સામા પક્ષેથી પણ એવા જ—કદાચ વધારે—ત્યાગની આશા રખાય છે. આ માણસો પ્રેમનો પડઘો ન જુએ તો અકળાય છે, ક્રોધિત થાય છે અને કોઈક પ્રસંગે તો પોતાના હૃદયમાંથી પ્રેમ તો શું, પણ સૌજન્યને પણ ફેંકી દેવાની હદ સુધી ચાલ્યાં જાય છે. આપણે ત્યાં સ્નેહલગ્ન તરીકે જે લગ્નો ઓળખાય છે, ને જેમાં મોટે ભાગે નિષ્ફળતા પ્રાપ્ત થાય છે, તે આ પ્રકારનાં યુગલ હોય છે. કશીયે લાગણી વિના થયેલાં લગ્ન કરતાં આ લગ્ન સારાં છે, પણ આમાં પરસ્પરની પિછાન અત્યંત જરૂરી છે. આવાં લગ્નોમાં નિષ્ફળતા સાંપડતી હોય તો તેનું મોટામાં મોટું કારણ એકબીજાની સાચી ઓળખાણનો અભાવ જ હોય છે. સ્વાર્થયુક્ત પ્રેમ હોવાથી એક જાતનો પડદો આવી જાય છે કે જે માણસને પૂરેપૂરું જોવા કે સમજવા નથી દેતો.

ત્રીજા સ્વરૂપમાં તો પ્રેમનું તત્ત્વ નહિવત્ હોય છે. એમાં

એકબીજાને ભોગવવાની વૃત્તિ જ પ્રાધાન્ય ભોગવે છે. દુઃખની વાત છે કે કેળવાયેલાં યુવકયુવતીઓમાં અત્યારે આ સ્વરૂપ સૌથી વધુ વિસ્તારમાં ફેલાયેલું છે. પહેલું સ્વરૂપ પ્રાપ્ત કરવામાં માણસના પ્રયત્નને લગીર પણ સ્થાન નથી, એ લગભગ કુદરતી સ્થિતિ છે. બીજું સ્વરૂપ પ્રાપ્ત કરવામાં માણસથી થોડોક પ્રયત્ન થઈ જાય છે. જેના પ્રત્યે ખેંચાણ થાય તેને અવલોકવાની અને પોતાની જાતને સારા બતાવવાની બુદ્ધિ આવી જાય છે. પણ આ ત્રીજા સ્વરૂપમાં તો પ્રયત્નથી જ બધું થાય છે. સમજપૂર્વક સંબંધો બાંધવામાં આવે છે, સમજપૂર્વક આકર્ષણો ઊભાં કરવામાં આવે છે, પોતાની આંતરિક સ્થિતિને છુપાવવાની અને સામા પક્ષની સ્થિતિ રજેરજ જાણી લેવાની વૃત્તિ હોય છે.

'નવી' લગ્નપ્રથાની ચર્ચા શરૂ કરતાં મેં કહ્યું હતું કે, હું ખૂબ ભયપૂર્વક એ સામે જોઈ રહ્યો છું, એ મારા ભયને તમે હવે સમજી શકયા હશો. મુદતી લગ્ન કે પ્રયોગાત્મક લગ્નનો મેં વિરોધ કર્યો છે, પણ એનો મને આ સ્નેહલગ્નને નામે ઓળખાતાં લગ્ન જેટલો ભય નથી, કારણ કે એ લગ્નો આપણા સમાજમાં તો હજી આવ્યાં નથી અને મને લાગે છે કે, એને આવતાં વર્ષો જશે. પણ આ સ્નેહલગ્ન તો આજે પ્રચાર પામી રહ્યાં છે અને હજારો યુવકયુવતીઓ એ સ્નેહલગ્નની મનોહર સૃષ્ટિમાં અત્યારે રમે છે. મને લાગે છે કે, જે તટસ્થતાથી આપણે જૂની

લગ્નપ્રથાનું પૃથક્કરણ કર્યું અને એના મૂળમાં પડેલા દોષોને બહાર કાઢીને તપાસ્યા, તે જ તટસ્થતાથી આપણે નવી પ્રથાને પણ તપાસવી જોઈએ. ઊંડા દુઃખ સાથે મારે કહેવું પડે છે કે, સમાજની વર્તમાન સ્થિતિ એટલે જૂની સ્થિતિને એનાં જે અનેક અનિષ્ટોને કારણે દફનાવવા તૈયાર થયેલો વર્ગ આ નવી સ્થિતિમાં એ અનિષ્ટો જુએ છે તોપણ એનો વિરોધ કરતો નથી. હું એવા ઘણા જુવાનોને ઓળખું છું કે જે આજે પ્રવર્તી રહેલા સંયમહીન વાતાવરણને ધિક્કારે છે, પણ 'જૂના વિચારના' ગણાઈ જવાના ભયે એ સામે શબ્દોચ્ચાર સરખો પણ કરી શકતા નથી. દુનિયામાં અનિષ્ટો આમ જ ફેલાય છે.

આપણને જૂના કે નવા પ્રત્યે પક્ષપાત ન હોવો જોઈએ. નવા વિચારોમાં પડેલાં અનિષ્ટ તત્ત્વોનો વિરોધ કરતાં આપણે એવો ભય પણ ન રાખવો જોઈએ કે, એમ થતાં લોકોને નવા વિચારો તરફ અવિશ્વાસ પેદા થઈ જશે. લોકોને અવિશ્વાસ પેદા થાય જ નહિ, પણ થાય તોયે જોખમ ખેડીને પણ નવા વિચારમાં પડેલા નાનામાં નાના અનિષ્ટને આપણે કાઢી નાખવા માટે મથવું જોઈએ. જૂની માન્યતાઓમાં પડેલા અનિષ્ટને આપણે ગમે ત્યારે કાઢી શકીશું, કારણ કે એને હવે પોષણ મળવાનું બંધ થયું છે અને એનું બળ પ્રતિદિન ઘટવામાં છે, પણ જે નવા વિચારને આપણે જનતાની મનોભૂમિમાં રોપી રહ્યા છીએ તેને તો આપણે આપણું હૃદય

રેડીને પોષી રહ્યા છીએ, એટલે અત્યારે નાનું દેખાતું અનિષ્ટ પણ આપણા જ લોહીનું પોષણ મેળવી રાક્ષસરૂપ લેશે એમ મને લાગે છે. મારે નિખાલસપણે કહેવું જોઈએ કે, નવા વિચાર ધરાવનારાઓમાં બહુ ઓછામાં આ પ્રકારની શક્તિ છે. આપણા રાષ્ટ્રપતિમાં* તો આ શક્તિનાં હું અનેક વખત દર્શન કરી રહ્યો છું. નવી વિચારધારા દોષિત ન થઈ જાય એ માટે એમના જેટલી કાળજી ગાંધીજી સિવાય ભાગ્યે જ કોઈ લેતું હશે. અહીં મારે એ પણ કહેવું જોઈએ કે, આ પ્રકારની શક્તિમાં ગાંધીજી અજોડ છે. પોતાના સાથીઓના અને પોતાની પ્રવૃત્તિના એમના જેવા નિર્દય ટીકાકાર આપણને બીજો નહિ મળે.

મેં જે અનિષ્ટને નિવારવા માટે આપણા જુવાનોનું ધ્યાન ખેંચ્યું તે અનિષ્ટનો થોડો ખ્યાલ તો મેં આપી દીધો છે, વિશેષ ખ્યાલ હવે કરીએ.

લગ્ન વિષેના નવા વિચારોમાં હું જે અનિષ્ટ તત્ત્વો જોઈ રહ્યો છું તેનું મૂળ, મેં કહી દીધું છે કે, સંયમદૃષ્ટિના અભાવમાં છે. ઘણા જુવાનો સ્પષ્ટપણે આ વાત સમજતા નથી અને તેથી નવા વિચારોમાં આ ભાવના ઓતપ્રોત થાય એવા પ્રયત્નો કરવાને બદલે અનિષ્ટ પરિણામો જોઈ સહાનુભૂતિપૂર્વક દુઃખી દુઃખી થયા કરે છે. આજે એવું વાતાવરણ ફેલાઈ ગયું છે કે, કોઈ યુવક કે યુવતી પોતાના જીવનની રક્ષાપૂરતો સંયમ

* જવાહરલાલ નેહરુ.

રાખતાં પણ ડરે છે, રખે આપણે જૂનાં ગણાઈ જઈશું એ ભયથી જે સાચું નથી લાગતું તે થવા દે છે, ને એનું બળ વધારવામાં નિમિત્ત બને છે.

લગ્નમાં પ્રેમની જરૂર છે, પ્રેમનું આકર્ષણ પણ હોય છે, પરંતુ આપણે ઉપર જોયું તેમ આપણા યુવકસમાજમાં મોટે ભાગે બીજા અને ત્રીજા સ્વરૂપમાં પ્રેમ અને આકર્ષણ દેખા દે છે. જૂની લગ્નપ્રથામાં જેમ માબાપ શોધે એ એક એકાંતિક નિયમ થઈ ગયો હતો, તેમ હવે પોતાની મેળે જ શોધવાનો નિયમ બંધાઈ ગયો. જૂની પ્રથામાં લગ્નનો વિચાર આખા કુટુંબની દૃષ્ટિએ થતો, તેમ નવી પ્રથામાં માત્ર વ્યક્તિની દૃષ્ટિએ થવા લાગ્યો. જૂની પ્રથામાં લગ્ન પહેલાં એકબીજાને મળવાની કે જોવાની મનાઈ હતી, તેમ નવી પ્રથામાં મળવાની મર્યાદાઓનો જ લોપ થયો. જૂની પ્રથામાં આંખને બંધ રાખી ભાગ્યમાં જે આવે તેની સાથે જ જિંદગી ગુજારવાની હતી, તો નવી પ્રથામાં આંખ ખુલ્લી રાખી ગમે તેટલા સાથે સંબંધ કેળવી અનેકમાંથી એકને પસંદ કરવાનું આવ્યું. મને લાગે છે કે, આ રીતે અનિષ્ટનો એક છેડો ત્યાગી આપણે બીજો છેડો પકડયો. આપણામાં વિવેક હોત તો આવું ન થાત.

જૂની પ્રથા ખરાબ હતી એમાં શંકા નથી, પણ આપણે આ રચાતી જતી નવી પ્રથાને એના ઉદ્‌ભવસ્થાનેથી જ શુદ્ધ કરવા તરફ લક્ષ નહિ આપીએ તો એ એટલી જ ભૂંડી

બની જશે. મારે ફરી ફરીને કહેવું પડે છે કે, સમાનતા અને સ્વતંત્રતાના આપણા વિચારોની સાથે સંયમને મિલાવી લઈ આપણે નવી પ્રથાને દોષોમાંથી બચાવી લઈએ.

સમાજની રચના જોતાં એમ લાગે છે કે, જૂના કાળના વાતાવરણમાં વિષયવૃત્તિનો ઉદ્ભવ આટલો વહેલો નહિ થતો હોય. આપણે જાણીએ છીએ કે, એ વૃત્તિ અનેક રૂપે આ જગતમાં સંતોષાય છે. હું સૂક્ષ્મ રૂપોની વાત નથી કરતો પણ સ્થૂળ સંબંધોની વાત કરું છું. માણસ જે જે પ્રકારની અનુકૂળતા મેળવતો જાય છે તે તે પ્રકારે પોતાની વૃત્તિને સંતોષી લે છે. લગ્નસંસ્થાના ઉત્પાદકોએ આ સ્થિતિ જોઈ હશે અને એના ભવિષ્યની ઝાંખી પણ કરી હશે. એટલે લોખંડી બેડીઓ જેવા નિયમો ઘડી લગ્નને ધર્મનું રૂપ આપી એમણે આપણને લગ્નસંસ્થાની ભેટ આપી. એના મૂળમાં રહેલા દોષને પરિણામે અને સમાજની વિચારશીલતાના અભાવે એ પ્રથામાંથી પ્રાણતત્ત્વ ઘટતું ગયું અને વિકૃતિઓ પ્રગટવા લાગી. આજે સમાજની દરેક પરિસ્થિતિને આપણે વિચારવા બેઠા છીએ ત્યારે આપણે એ ભૂલનું પુનરાવર્તન ન કરી બેસીએ તેની સંભાળ રાખવી જરૂરી છે. નવી પ્રથાના હિમાયતીઓમાં વ્યક્તિસ્વાતંત્ર્યનો શુભ હેતુ પડયો છે તે હું સમજું છું, પણ જૂની પ્રથામાં સમાજરક્ષાનો શુદ્ધ હેતુ પડયો હતો તે આપણે લક્ષમાં લેવું જોઈએ અને હવે પછી કોઈ પણ વિચારનો ફેલાવો કરવામાં એ બંને હેતુનો સમન્વય સધાય તે તરફ

આપણે ધ્યાન આપવું જોઈએ. જૂનું એટલું સોનું છે એમ માનવામાં જેટલું અજ્ઞાન રહ્યું છે, તેટલું જ અજ્ઞાન જૂનું એટલું કથીર છે એમ માનવામાં પણ રહ્યું છે તે આપણે ભૂલવું ન જોઈએ.

સ્નેહલગ્નને હું આદર્શ લગ્ન ગણું છું, પણ એ સ્નેહમાંથી ઉદ્‌ભવેલાં હોવાં જોઈએ, નહિ કે કામ, અહં કે સ્વાર્થની વૃત્તિમાંથી. આપણે કોઈનાયે પ્રત્યે ખેંચાણ અનુભવીએ ત્યારે જરા થોભવાની અને ઊંડા ઊતરી આપણી જાતને વિચારવાની જરૂર છે. હું છાતી ઠોકીને કહું છું કે, આપણે પ્રમાણિકતાથી અને સૂક્ષ્મતાથી આપણી જાતનું પૃથક્કરણ કરશું તો આપણે શરમાયા વિના નહિ રહી શકીએ. નિર્વ્યાજ પ્રેમનું આકર્ષણ આ દુનિયામાં વિરલ છે. એવું જેને પ્રાપ્ત થાય છે તે મહા ભાગ્યવાન છે. પણ એ સ્થિતિ સ્વાભાવિક છે અને તેથી એનું પૃથક્કરણ કરવાની ઓછી જરૂર છે. આપણે જેને પ્રેમાકર્ષણ કહીએ છીએ તે મેં કહ્યું તેવું આકર્ષણનું બીજું કે ત્રીજું સ્વરૂપ છે. હવે આપણે જોઈએ કે આપણા આકર્ષણનું પૃથક્કરણ આપણે કઈ રીતે કરવું અને આકર્ષણ જન્મ્યા પછી જે ઓળખાણની જરૂર છે તે કઈ રીતે મેળવવી. આપણે જેને સંવનન કહીએ છીએ તે શું છે અને તેમાં કેટલી મર્યાદા આવશ્યક છે તેનો વિચાર કરતાં આ બંને પ્રશ્નો વિચારાઈ જશે.

૨૬

# સંવનનની મર્યાદા

હું જાણું છું કે આજની સામાજિક રચનામાં સંવનન કરવા જેવી સ્થિતિ પણ બહુ ઓછાં યુવકયુવતીઓને જ પ્રાપ્ત થાય છે, અને તેથી જો વિશાળ વર્ગ માટે કંઈ માર્ગદર્શન આપવું હોય તો ભવ્ય આદર્શની રજૂઆતની સાથે જ આજના સંયોગોમાં સામાન્ય જુવાનથી શું શક્ય છે તે જણાવવું જોઈએ. હું એ જણાવવાનો જ છું, પણ એ વિશાળ વર્ગ પ્રાપ્ત કરી શકતો હોય કે ન કરી શકતો હોય, પણ જેનું એને આકર્ષણ છે તે સ્નેહલગ્નના સંવનનની વાત પહેલાં કરી લઈએ.

આ વિષયપરત્વે મને સૌથી મોટો દોષ એ લાગે છે કે, સ્નેહલગ્ન અંગેના કાચા વિચારો કાચી વયમાં જ મગજમાં આવી જવાથી આજુબાજુની પરિસ્થિતિનો ખ્યાલ ભૂલી ઘણા જુવાનો એ માટે ફાંફાં મારતા થઈ જાય છે. કોઈ પણ કુમારિકા સાથે ઓળખાણ કરવા તેઓ તલસતા હોય છે. કોઈને પોતા પ્રત્યે આકર્ષવા અનેક પ્રકારના ઢોંગ કરે છે. મનમાં લાગણી

હોય કે ન હોય પણ હાવભાવમાં બતાવવાનું ચૂકતા નથી. એક સાથે બે-ચાર કુમારિકાઓ સાથે સંબંધ હોવા છતાં દરેકને પોતે બીજી કરતાં વધુ લાગણીપૂર્વક પોતાના હૃદયમાં સ્થાન આપે છે એમ સીધી કે આડકતરી રીતે જણાવ્યા કરે છે. ઉદારતા અને ત્યાગવૃત્તિના ગુણો અલ્પ પ્રમાણમાં હોય, અને જીવનના બીજા વ્યવહારોમાં તો દેખાતા પણ ન હોય, તે અહીં સોળે કળાએ ખીલી ઊઠે છે. પરિણામે આખું જીવન કૃત્રિમ, ઢોંગી અને દંભી બની જાય છે. આવું જુવાનો જ કરે છે એમ કહેવાનો મારો આશય નથી, ઘણી શિક્ષિત કુમારિકાઓની પણ આ જ સ્થિતિ છે.

આવી સ્થિતિમાં રહેલાંઓને વિષે મારે શું લખવું? એ 'સ્નેહલગ્ન'ની તૈયારી કરી રહ્યાં છે? અને આ વર્ગ નાનોસૂનો નથી. 'સ્નેહલગ્ન'ની હવા જ્યાં પહોંચી છે તે વર્ગમાં આ પ્રકારનાં યુવકયુવતીઓની સંખ્યા ઘણી મોટી છે. નવા વિચારના હિમાયતીઓ આવાં જુવાનોનો બચાવ કરે છે તે હું જાણું છું. સમાજના જડ નિયમોના પ્રત્યાઘાતરૂપે આપણે આ સ્થિતિને ગણાવીએ કે આજની રચનાના અનિવાર્ય પરિણામરૂપે ગણાવીએ, પણ જે વસ્તુ અનિષ્ટ છે તે અનિષ્ટ રહેવાની જ અને એનાં ફળો આપણે સૌએ ભોગવવાનાં જ છે. એટલે, જેમ જૂની માન્યતાવાળાઓનો આપણે બચાવ કરતા નથી તેમ, આનો પણ બચાવ ન કરવો જોઈએ.

હું જાણું છું કે માત્ર આ સ્થિતિનો વિરોધ કરીએ તેથી

ન ચાલે. જે મહાધોધ દુર્માર્ગે જઈ રહ્યો છે તેને વાળી લેવાના માર્ગો પણ યોજવા જ જોઈએ; પણ એ બંને કામ એક સાથે જ થવાં જોઈએ એમ મારું કહેવું છે, અને આજે એવું નથી થતું એમ પણ સ્પષ્ટ જોઈ શકાય છે. આજે તો એનો બચાવ કરી એ યુવકયુવતીઓનાં દિલમાં જે થોડોઘણોયે ડંખ લાગ્યા કરે છે તે ઓછો કરવામાં આવે છે.

એટલે, આ જાતનો જે મોટો વર્ગ સ્નેહલગ્નની તૈયારી કરી રહ્યો છે તેને આપણા નવા વિચારમાં સંયમને સ્થાન ન હોવાના પરિણામરૂપ હું ગણું છું, અને આ સ્થિતિ ખૂબ જ ભયપૂર્વક જોઉં છું, કારણ કે આપણી ઊભી થતી રાષ્ટ્રીય શક્તિ ખરાબમાં ખરાબ રીતે વેડફાય છે એમ મારું માનવું છે. અનેક યુવકયુવતીઓનાં મન આ પ્રકારની વાતો ને યોજનાઓમાં રોકાયેલાં છે તે આપણને ઓછું નુકસાન નથી. જે ડોળ, દંભ ને અનુદારતા પ્રસરી રહ્યાં છે તેની આખા સમાજ ઉપર ખરાબ છાપ પડ્યા વિના રહેતી નથી. જીવનના ગંભીરમાં ગંભીર પ્રશ્ન સાથે જે પ્રકારની રમત થઈ રહી છે તે આપણા સમાજના માનસને પ્રતિદિન વિકૃત કરી રહી છે. આ સ્થિતિનો અંત લાવવા માટે શુદ્ધ વિચારોનો ફેલાવો કરવા દરેક સુધારકે ને સમજુ જુવાનોએ મથવું જોઈએ. આને લઈ આપણાં ઘણાં સુધારાનાં કાર્યોની ગતિ મંદ પડી જાય છે અને નવી વિચારધારાની શક્તિ ઓછી થઈ જાય છે તે પણ આપણે ભૂલવું ન જોઈએ.

આ વર્ગને બાદ કર્યા પછી બીજો એક વર્ગ છે કે જે

અમુક સાથે સંબંધમાં આવ્યા પછી લગ્નની ઇચ્છા સેવવા માંડે છે. આ વર્ગ વિષે મારે એટલું કહેવાનું છે કે, સમાજ એક વિચારમાંથી બીજા વિચારપ્રદેશમાં જઈ રહ્યો છે ત્યારે આવા પ્રશ્નોમાં પાર વિનાની ગૂંચો ઊભી થાય છે એ વાત લક્ષમાં રાખી કુમાર–કુમારિકાએ આગળ વધવું જોઈએ. પોતાની વાત કે વર્તનથી એ ગૂંચમાં ઉમેરો ન થાય તે તરફ બરાબર ધ્યાન આપવું જોઈએ. જ્યાં સ્નેહલગ્ન સામાન્ય હશે ત્યાં પણ એકબીજાં પોતાની ઇચ્છા વ્યક્ત કરતાં પહેલાં અનેક મથામણ અનુભવતાં હશે. પણ આપણે ત્યાં તો આ વિચાર તદ્દન નવો છે એટલે એ મંથન અનેકગણું વધી જાય છે. મેં ઉપર લખ્યું છે કે, 'પોતાની વાત કે વર્તનથી એ ગૂંચમાં ઉમેરો ન થાય' તે મેં આ માટે જ લખ્યું છે. આકર્ષણ હમેશાં બંને પક્ષે જાગે જ છે એવું નથી. બંને પક્ષ પ્રથમ તો શંકાશીલ હોય છે, એકબીજાની વાતમાંથી–વર્તનમાંથી એને જાણી લેવાના પ્રયાસો થાય છે. આવે વખતે જે કુમાર કે કુમારિકા આ મૈત્રીના સંબંધને લગ્ન સુધી ખેંચી જવા ન ઇચ્છતું હોય તેનો પવિત્ર ધર્મ થઈ પડે છે કે, સામા પક્ષને પોતાની સ્થિતિની અને મર્યાદાની સ્પષ્ટ સમજણ પાડવી. હું એવા ઘણા દાખલાઓ જાણું છું કે, શરમને લઈને અથવા માઠું લાગી જશે એવી બીકે આ પ્રકારની સ્પષ્ટતા નહિ થવાથી આકર્ષણ અનુભવનારના હૃદયને ભારેમાં ભારે આઘાત અનુભવવો પડ્યો હોય.

આ વસ્તુને સમજવી અઘરી નથી, કારણ કે આ વાત કોઈ ઇતર સૃષ્ટિની નથી પણ આપણી પોતાની જ છે. આ વસ્તુ એટલી સૂક્ષ્મ છે અને વ્યક્તિએ વ્યક્તિએ એટલી નિરાળી છે કે એ માટે ગમે તેટલું પૃથક્કરણ કરીએ તોયે અધૂરું જ રહે. છતાં મને એમ લાગ્યું છે કે, આકર્ષણની કે સંબંધની આરંભની સ્થિતિ એટલી બધી તીવ્ર નથી હોતી કે જો સામા પક્ષેથી નકાર મળે તો હૃદય ભાંગી પડે એવો આઘાત થાય. એટલે મૈત્રીથી જોડાનાર યુવકયુવતી જો પોતાના મિત્રમાં એ પ્રકારના આકર્ષણનું તત્ત્વ જુએ તો એણે હિંમતપૂર્વક ખુલાસો કરી નાખવો જોઈએ, અને મને લાગે છે કે, એ તત્ત્વ કલ્પી શકાય એવું તો હોય છે.

મેં અહીં એ વસ્તુનો સ્વીકાર તો કર્યો જ છે કે, એ પ્રકારની મૈત્રીમાં સંપૂર્ણ મર્યાદા જળવાતી હશે જ. જ્યાં એવી મર્યાદા ન જળવાતી હોય ત્યાં ઉપર લખેલી વાતનો કશો અર્થ નથી. મારું એમ માનવું છે કે, મૈત્રી લગ્નનું સ્વરૂપ ન લે ત્યાં સુધી આવશ્યક મર્યાદાઓ જળવાવી જ જોઈએ. જો એ ન જળવાય તો લગ્નમર્યાદાના મૂળભૂત સિદ્ધાંતનો જ ભંગ થાય એમ મારું માનવું છે.

સંવનનનો અર્થ તો થાય છેઃ 'પ્રેમ કરવો' કે 'પ્રેમથી વશ કરવું.' મેં અહીં એનો પ્રચલિત અર્થ લીધો છે. એનાં ભયસ્થાનો આ પત્રમાં મેં જણાવ્યાં એ કરતાં વધારે છે, પણ

જો આટલું સમજાય તો બાકીનું સમજવામાં મુશ્કેલી આવે એમ નથી. આજની સ્થિતિમાં પસંદગી કેમ કરવી એ વિષે આ પછીના પત્રમાં હું લખું છું તેમાંથી પણ સંવનનની મર્યાદા અંગે મારા વિચારો જણાઈ આવશે. માણસના મનમાં માણસ પોતે પણ ન સમજે એવા અનેક ભાવો રમી રહ્યા હોય છે, એટલે એ પોતાના આકર્ષણનું સાચું કારણ ઘણી વાર ન જાણી શકે તે હું સમજું છું. આકર્ષણનો સામા પક્ષે પડઘો ન પડે તેય બરાબર છે: આવું થાય ત્યાં અનેક સમસ્યાઓ ઊભી થઈ માણસને મૂંઝવી મારે તે પણ ખરું, પણ આ બધામાં સંયમ-દૃષ્ટિ હોય તો એકેય સમસ્યા એટલી બધી વિષમ સ્થિતિએ ન પહોંચે કે ત્યારપછી માણસનું જીવન જ રસાતાળ થઈ જાય. સ્નેહલગ્નનું મંદિર કોઈ ધોરી રસ્તા ઉપર નથી કે અમુક પંથ કાપ્યા પછી હાથ લાગી જાય, એ તો કેડા વિનાના અરણ્યમાં ઊભું હોય છે. માણસે ખૂબ જાગૃતિપૂર્વક એ પંથ ઉપર ચાલવું પડે છે.

ઘણી વાર તો આ પ્રશ્નમાં માણસ મોહવશ થઈ એટલો બધો અધીરો બની જાય છે કે, જ્યાં ત્યાં સંબંધ બાંધવા મંડી જાય છે અને પોતાની જાત ઉપરનું સુકાન જ ભાંગી નાખે છે. જ્યાં આકર્ષણ ઊભું થયું ત્યાં પોતાના જીવનને બીજી રીતે અનુકૂળતાઓ છે કે કેમ એ તપાસવું જોઈએ અને ત્યારપછી વાતને ચોખ્ખી કરી લેવી જોઈએ. એક સાથે જ બે ઠેકાણે કે વધુ ઠેકાણે આકર્ષણ અનુભવનારે પોતાના ચિત્તનું પૃથક્કરણ

કરવું જરૂરી છે—ઘણુંખરું એમાં હલકા પ્રકારની ભ્રમરવૃત્તિ જ પડી હશે.

બીજી એક વાત. ઘણી વાર એક કુમાર કે કુમારિકા બીજા કુમાર કે કુમારિકા તરફ સ્નેહ અનુભવે છે. સંભવ છે કે એ સ્નેહ પાછળ પ્રેમયુક્ત આકર્ષણ હોય અને શુદ્ધ લગ્નપ્રવૃત્તિ હોય, પરંતુ સામેથી એનો જવાબ ન મળે તો એણે પોતાનું સ્વત્વ નહિ ગુમાવવું જોઈએ. હૃદયબળ વિનાનાં માણસો આવી નિરાશા વખતે પોતાનું સ્વમાન ખોઈ કાં તો યાચક જેવી દશામાં આવી પડી સામા પક્ષની બીજી તૈયારીઓમાં મુશ્કેલી નાખી, પોતા તરફ ખેંચવાનો—એક સાથે બે પ્રકારનો—વેશ ભજવે છે. આ બંને સ્થિતિ માણસને હીણપત આપનારી છે. એમાંથી માણસે બચવું જ જોઈએ.

'સ્નેહલગ્ન'ના વિચારનો આપણે સ્વીકાર તો કર્યો છે, એનો ખ્યાલમાત્ર આપણા અંતરને આનંદથી પુલકિત બનાવી દે છે, પણ એ સુંદર વસ્તુની પ્રાપ્તિ કેટલી કઠણ છે તે આપણે સમજી લેવું જોઈએ. આપણા સમાજમાં યુવકયુવતીઓ બહુ છૂટથી હરીફરી શકતાં નથી. અભ્યાસકાળમાં હજીયે એક-બીજાને મળવાનું બને છે પણ તેયે અલ્પ પ્રમાણમાં, એટલે મૈત્રીના પ્રસંગો જ ઓછા સાંપડે છે—જે સાંપડે છે તે વિદ્યાર્થી—અવસ્થામાં જ. જીવનક્ષેત્રમાં પડેલાં માટે તો બહુ જ ઓછો અવકાશ હોય છે, સોમાં નવ્વાણું નહિ પણ હજારમાં

નવસો નવ્વાણું કુમારિકાઓ જીવનક્ષેત્રમાં પડતાં પહેલાં કે પડતાંની સાથે જ લગ્નજીવન જીવતી થઈ જાય છે. સમાજની આ આખી પ્રથા તો બદલાય તે દિવસે ખરી, જો કે એમ ને એમ કશું બદલી જતું નથી, એ માટે વ્યક્તિઓએ પ્રયત્નો કરવા જ જોઈએ, પણ જેમ બધી બાબતોમાં બને છે તેમ આપણા દુર્ભાગ્યે આ પ્રશ્નને પણ આપણા માંહેના જ વિકટ બનાવી રહ્યા છે. સમાજે આજ લગી આપણને પૂરી રાખ્યા હોય ને આપણે બારણાના સળિયાને કરડી રહ્યા હોઈએ અને છૂટા થતાં જ એકબીજા તરફ ધસી પડતા હોઈએ એવું ઘણી વાર લાગે છે. એટલે હું ફરી ફરીને કહું છું કે, આપણા નવા વિચારોમાં સમાનતા અને સ્વતંત્રતાના સિદ્ધાંતો પડ્યા છે ત્યાં આ સંયમના મૂલ્યવાન સિદ્ધાંતને પણ આપણે મિલાવી લઈએ અને પછી જ આગળ વધીએ.

એ વિના આપણું ગાડું ચાલવાનું નથી. એ વિના આપણે નિર્બંધ હોઈશું તોપણ એકબીજાનું ભલું નહિ કરી શકીએ પણ એકબીજાને ખાઈ જવાની વૃત્તિ સેવશું. આપણાં મનના મસ્તાન ઘોડાઓ આપણી જીવનવાડીને છિન્નભિન્ન કરી નાખશે. નવું કશું સર્જી તો શકાશે નહિ, પણ જૂનામાં સારું છે તે પણ ગુમાવી બેસશું. એટલે મારી તમને વિનતિ છે કે, આ પ્રશ્નને તમે ગંભીર રીતે વિચારજો.

હવે આપણે આજની સ્થિતિમાં પસંદગી કેમ કરવી તે જોઈએ.

## ૨૬

# લગ્નમાં ક્રાંતિ

'**આજની** સ્થિતિમાં' એમ હું જ્યારે લખું છું ત્યારે મને થાય છે કે, આ વાક્યોના અર્થની મારે મર્યાદા ક્યાં બાંધવી? આજની સ્થિતિનું યથાર્થ ચિત્ર તો આગળના પત્રોમાં આપણે જોયું છે. એ સ્થિતિમાં તો લગ્નના નવા વિચારને અવકાશ જ નથી. એ સ્થિતિ ટકાવી રાખીને તો બહુ ઓછું થઈ શકે, જે થઈ શકે તે પણ બહુ ઓછા માણસો માટે જ, એટલે 'આજની સ્થિતિ'નો અર્થ અહીં એ સમજવો જરૂરી છે કે, આપણા જેવા માણસો જે સ્થિતિમાં રહે છે તે સ્થિતિ.

આ રીતે જોતાં જ્ઞાતિ-ગોળનાં બંધનો આપણે સ્વીકારતા નથી, કોઈની પણ બીકે આપણે કશું કરતાં અચકાવાના નથી, એટલું જ નહિ, પણ સામાજિક કુરૂઢિઓનો નાશ કરવા માટે આપણે આપણી જાતનો દાખલો પણ બેસાડવા માગીએ છીએ. આ 'આપણે' એટલે કેટલા એ પ્રશ્ન પણ મને થાય છે, પરંતુ આપણે શું કરવું જોઈએ અથવા શું કરી શકીએ એમ છીએ તે ઉપર લખતાં હું થોડાંક પગથિયાં પણ બતાવવા

ઇચ્છું છું, તેમાં જ્ઞાતિ–ગોળનાં બંધનમાં પડેલાને ઉપયોગી થઈ પડે એવુંયે કંઈક આવશે. હું મારી નજર સામે મુખ્ય ચિત્ર તો આપણું જ રાખીશ–જે ' કંઈક ' કરી જવા માગે છે તેનું જ.

મેં જણાવ્યું છે કે લગ્નમાં સ્વાભાવિક રીતે જ પ્રેમનું આકર્ષણ જાગે એ સ્થિતિ કોઈ વિરલ સ્થળે જ દેખાય છે, તેનો આ વખતે આપણે વિચાર કરવાનો નથી. અહીં તો જે સહેજસાજ આકર્ષણ કે ઓળખાણ ધરાવે છે તેનો અને જે મુદ્દલ એવું ધરાવતો નથી પણ બને તેટલી ઉત્તમ રીતે લગ્ન કરવા ઇચ્છે છે તેનો જ વિચાર કરવાનો છે. અહીં એક વાતનો સ્વીકાર કરી લીધો છે કે, આ માણસોએ હૃદયપૂર્વક લગ્ન-મર્યાદાની આવશ્યકતા સ્વીકારી છે અને એમનાં અંતરમાં એ પ્રકારની ઇચ્છા પણ જાગૃત થઈ ગઈ છે.

આપણે આગળ જોયું હતું કે, લગ્નમાં સમાન સંસ્કાર અને સમાન આદર્શો આવશ્યક છે અને સાથે સાથે પૂર્વજીવનની માહિતી અને ટેવોની પિછાન પણ જરૂરી છે. અહીં પણ મારે એ જ કહેવાનું છે. સાથે ઉમેરવાનું એટલું છે કે, ગમે તેવા સ્પષ્ટ કે અસ્પષ્ટ કારણે પણ એકબીજા પ્રત્યે ઉમળકો અનુભવી શકે એવો પ્રેમભાવ પણ જરૂરી છે. એ ભાવ ન હોય તો બાકીનું બધું રસહીન લાગે. અહીં પ્રેમભાવ કે ઉમળકાનો અર્થ પેલું આકર્ષણ નહિ, પણ જે પ્રથમ દૃષ્ટિએ કે પરિચયે એકબીજા પ્રત્યે ' ગમા 'નો ભાવ અનુભવી

શકે તે. એટલે પ્રેમ કે આકર્ષણુમાંથી લગ્ન પરિણમે એવી સ્થિતિ નહિ પણ 'ગમા'નો ભાવ હોવાથી જેમાં વિશેષ પરિચયે અને લગ્નજીવનના સંસ્કારને અંગે પ્રેમ પ્રગટવાની શક્યતા હોય તે સ્થિતિ.

કેવળ પ્રમોદ અર્થે નહિ પણ હેતુપૂર્વક જીવન ગુજારતા આજે અનેક જુવાનો છે કે જેમનામાં લગ્નની ઇચ્છા જાગી છે, પણ આજની સામાજિક સ્થિતિમાં એને યોગ્ય પાત્ર મેળવવાની પૂરી મુશ્કેલી છે. લગ્ન માટે એ પોતાને સ્થાનેથી નીચે ઊતરવા તૈયાર નથી અને સામાજિક પરિસ્થિતિ એને કોઈ યોગ્ય કુમારિકાનો પરિચય પણ આપી શકે એમ નથી. આવે વખતે એણે શું કરવું? કુમારિકાઓનો પરિચય સાધવા માટે ભટકવા નીકળવું? પોતાનું આવશ્યક કર્તવ્ય છોડી જ્યાં પરિચય મળી શકે ત્યાં આવી વસવું કે પોતાની જ્ઞાતિમાં જઈ ગમે તે એક કન્યા શોધી સંતોષ માની લેવો? આ પ્રશ્નો પરત્વે મારો જવાબ તો આ છે: પૂરતું મનોબળ હોય તો પોતાના સ્થાનેથી એક તસુ પણ નીચે ન ઊતરવું અને માનસિક ફકીરી સ્વીકારી લેવી. આપણા સમાજમાં આજે આવા ફકીરો વસે છે તે હું જાણું છું, એમની સંખ્યા ઘણી નાની છે, પણ એ લોકો આજની લગ્નસંસ્થાને પોતાનાં મૂંગાં બલિદાનથી બદલાવી રહ્યા છે એમ હું માનું છું. આવું મનોબળ ન હોય એણે સ્વમાન અને સિદ્ધાંત સાથે બાંધછોડ કરી સમાધાન કરી લેવું અને યોગ્ય કન્યા મેળવી લેવી. એવું મનોબળ છે કે નહિ તે

પારખવા માટે મેં શરૂઆતના પત્રોમાં જે વિચારો રજૂ કર્યા છે તે ઉપયોગી થશે.

મને એક પ્રશ્ન યાદ આવે છે કે, લગ્નમાં ક્રાંતિને સ્થાન ખરું કે નહિ? એ દૃષ્ટિએ પસંદગી કરવી સારી કે કેમ? અહીં 'ક્રાંતિ'નો અર્થ 'સુધારો' એવો થાય છે. ક્રાંતિ શબ્દ મેં એટલા માટે વાપર્યો છે કે એમાં સમાજ જેને મડાગાંઠ વાળીને પકડી બેઠો છે એવા રિવાજો ઉપર ઘા મારવાનું આવે છે. દા. ત. વિધવાવિવાહ, આંતરજ્ઞાતીય, પ્રાંતીય કે રાષ્ટ્રીય લગ્ન, સિવિલ મેરેજ, પતિત કે પતિતા સાથે લગ્ન—આ બધાંમાં ઘણી તાકાતની જરૂર પડે છે. જેઓ સમાજજીવનની રક્ષા કરતાં કરતાં આગળ વધવા માગે છે, જેઓ કુટુંબના પ્રેમસંબંધોને સાચવવા માગે છે, જેઓ પોતાથી જીવનના કોઈ પણ પ્રદેશમાં કર્તવ્યવિમુખ ન થવાય તેની ચિંતા રાખે છે, તેમને માટે તો આ પ્રશ્ન અતિ વિકટ બને છે. રાજકીય લડત કરતાં આ લડત અઘરી પડી જાય એવી છે કારણ કે આમાં તો મા, બાપ, ભાઈ, બેન, સગાં, વહાલાં અને મિત્રો સામે જ લડવાનું આવે છે. પણ અહીં આ પ્રશ્ન લડતના ખ્યાલથી નથી ઉપાડ્યો. એ વિષે તો કશી શંકા છે જ નહિ, સમાજના રિવાજોને ઉથલાવી દેવા જોઈએ અને પ્રિયમાં પ્રિય જનના ભોગે પણ સત્યસિદ્ધાંતની સ્થાપના કરવી જોઈએ. પરંતુ સવાલ તો એ છે કે, નવા વિચાર ધરાવતા

જુવાનોએ આવી ક્રાંતિકારી દૃષ્ટિ રાખી એને માટે અંત સુધી ઝૂઝવું કે નહિ ?

લગ્નનો પ્રશ્ન આટલો જટિલ ન બન્યો હોત તો આ પ્રશ્ન ઊઠત જ નહિ. આ ક્રાંતિકારી દૃષ્ટિ જીવનમાં દાખલ કરતાંની સાથે જ લગ્ન માટેની સ્વાભાવિકતા ઓછી થઈ જાય છે એમ મને લાગે છે. ખરું જોતાં તો લગ્ન માટેની પસંદગીનું અને આકર્ષણ જન્મવાનું ક્ષેત્ર વિશાળ હોવું જોઈએ. પરણી શકે એવાં યુવકયુવતીઓ કે વિધુરવિધવાઓનો આખો સમુદાય એ માટેનું ક્ષેત્ર હોવું જોઈએ. એ માટે જેમ સ્વજ્ઞાતિનું બંધન ન જોઈએ તેમ પરજ્ઞાતિનું પણ બંધન ન હોવું જોઈએ, અને એ જ રીતે પ્રાંત, રાષ્ટ્ર કે ધર્મનું બંધન પણ ન હોવું જોઈએ. લગ્નમાં અમુક નિષેધસ્થાનો છે પણ અહીં હું એની ચર્ચા કરવા નથી ઇચ્છતો. એ નિષેધસ્થાનો માણસમાં સંયમની અને સમાજજીવનની રક્ષાની દૃષ્ટિ હોય તો આપોઆપ સમજાઈ જાય એવાં છે, પરંતુ એ અતિ નાનો પ્રદેશ બાદ કર્યા પછી જે મોટું ક્ષેત્ર રહે છે તેમાં દીવાલો નહિ બાંધવી જોઈએ. માણસ પોતાની ઇચ્છાથી ભલે દીવાલો બાંધે, એ દીવાલો બાંધતાં એણે પોતાના આદર્શો, સ્વભાવ, સ્થિતિ ને સંયોગોનો ખ્યાલ રાખ્યો હશે, પણ એ સાથે જ એ મર્યાદાયુક્ત પ્રદેશમાં પોતાના આદર્શને અનુકૂળ પાત્ર પોતે શોધી શકશે એવો ખ્યાલ પણ હશે જ. અહીં હું દીવાલનો અર્થ જ્ઞાતિની દીવાલ નથી કરતો—એવી દીવાલ

ઊભી કરનાર પોતાનું ગમે તેટલું ભલું કરી નાખે પણ સમાજ-ના જીવનવિકાસને રૂંધતી એ જ્ઞાતિની દીવાલને તો પોતાના કાર્ય વડે મજબૂત જ કરતો જાય છે. અહીં દીવાલ એટલે અમુક સંસ્કારો ધરાવતો વર્ગ અને અમુક આદર્શો સેવતો સમુદાય વગેરે.

પણ એ સ્થિતિ અને ક્રાંતિકારી દૃષ્ટિ ધરાવતા જુવાનની સ્થિતિમાં ફેર છે. એ જુવાનનું નિશાન જ આખું બદલી જાય છે. એનામાં લગ્નવૃત્તિ હોય છે એ સાચું પણ એ સાથે જ ક્રાંતિની વૃત્તિ હોય છે, એટલે એ લગ્નની સિદ્ધિઓ કરતાં સમાજ-સુધારાની સિદ્ધિઓ તરફ વિશેષ લક્ષ આપે છે અને કોઈક વાર લગ્નની સિદ્ધિઓ સાંપડે એવું સ્થળ મળે તોપણ એ સ્થળનો ત્યાગ કરે છે અને લગ્નની નિષ્ફળતા મળવાનો સંભવ હોય એવું, પણ જેમાં ક્રાંતિનું તત્ત્વ રહ્યું હોય તે, સ્થળ જ પસંદ કરે છે. આવા જુવાન તરફ આપણને આદર થયા વિના રહેતો નથી, પણ આપણે વિચારવાનું તો એ છે કે, આપણે આપણા જીવનમાં પણ એ આદર્શને સ્થાન આપવું કે નહિ.

જેનાં હૃદયને નવા વિચારોનો સ્પર્શ થયો છે તે સૌનાં અંતરમાં આ પ્રકારની ક્રાંતિકારી દૃષ્ટિ ઓછાવત્તા પ્રમાણમાં તો આવે જ છે. દરેક યુવક કે યુવતી જૂની રૂઢિઓને વશ ન થવા વિષે પોતાના મનમાં અમુક નિયમોનો સ્વીકાર કરી જ

લે છે, પણ ઉપર જણાવેલા જુવાનનું સ્થળ જુદું છે. એ સામાન્ય રીતરિવાજને ફેંકી દઈને તો બેઠો છે, પણ જ્ઞાતિનાં ને એવાં બંધનો પણ કાપવા ઇચ્છે છે.

આ વિષે મારો પોતાનો મત આવો છે: જે જુવાનો આ બાબતમાં ક્રાંતિકાર તરીકેનું જીવન સ્વીકારીને ન બેઠા હોય, એટલે જેમણે પોતાનાં જીવનના મિશનમાં આ બધી દીવાલો તોડવાનું દાખલ ન કર્યું હોય, તે જુવાનોએ આવાં લગ્નો માટે પ્રતિજ્ઞાબદ્ધ ન થવું જોઈએ. પેલા મિશનરી જુવાનની પેઠે એને પણ સામાજિક અન્યાયો ને બંધનો ખૂંચતાં તો હોય છે, એટલે એ પોતાના પસંદગીના ક્ષેત્રમાંથી એ પ્રદેશને બાકી ન રાખે, એટલું જ નહિ, પણ લગ્નજીવનની દૃષ્ટિએ ત્યાં અનુકૂળતા સાંપડતી હોય તો વિશેષ હર્ષપૂર્વક એ વસ્તુનો સ્વીકાર કરે. હું ધારું છું કે મારું કહેવાનું તમે સમજ્યા હશો. નવા વિચારથી રંગાયેલ આપણે બીજી જ્ઞાતિ, પ્રાંત, રાષ્ટ્ર કે ધર્મને આપણી નજરમાંથી ખસેડી ન નાખીએ; સમાજના રિવાજોનો ભોગ થઈ પડેલી વિધવા, ત્યક્તા કે પતિતા તરફ દુર્લક્ષ ન કરીએ પણ વિશાળ કુમારિકાસંઘની સાથે જ એમને ગણીએ અને આપણા લગ્ન વિષે આપણે જે જે દૃષ્ટિએ વિચાર કરવાનો હોય તે તે દૃષ્ટિએ આ સમસ્ત સમુદાયનો વિચાર કરીએ, એટલું જ નહિ, પણ આપણા લગ્નથી સમાજના કોઈ રિવાજ ઉપર હથોડો પડતો હોય તો આનંદ પામીએ.

પણ જે ક્રાંતિકાર હોય, જીવનનું આ પ્રકારનું મિશન જેણે સ્વીકાર્યું હોય, તેણે આવી ક્રાંતિકારી દૃષ્ટિ રાખવી વાજબી છે. એ તો પેલા પોતાના પ્રદેશની રક્ષા માટે કિલ્લેબંદી કરીને બેઠેલા રૂઢ રિવાજોના રક્ષકો સામેના યોદ્ધા તરીકે જ હમેશાં ઊભો રહે અને પોતાના જીવનની એકેએક ક્રિયાથી એ કિલ્લેબંદીને નબળી બનાવે. આવા જુવાનોએ પણ પ્રતિજ્ઞાબદ્ધ ન થવું જોઈએ એમ મારું માનવું છે. એટલા માટે જ મેં 'ક્રાંતિકારી દૃષ્ટિ રાખવી વાજબી છે' એમ કહ્યું છે, 'રાખવી જોઈએ' એમ નથી કહ્યું, કારણ કે અંતે આ બધું માણસના હૃદયની તાકાત ઉપર અવલંબે છે. લગ્નની ઇચ્છા જોર કરવા લાગે, અને પોતાના નિશ્ચયને લઈ એ મોળી ન પડતી હોય, તો એણે જરા પાછા હઠવું જોઈએ અને પરણી લેવું જોઈએ. એકાંતિક નિયમ કરી નાખવાથી ઘણી વાર એ નિયમની રક્ષા થાય છે, પણ એ કરતાં બૂરી વસ્તુ બની જવાનો પણ સંભવ રહે છે–શુદ્ધ પ્રકારનું અપરિણીત જીવન સ્વીકારી શકે એટલું મનોબળ જેનામાં હોય તેને માટે તો કંઈ કહેવાનું જ નથી.

અહીં હું એ પણ જણાવી દઉં કે, સમાજના દરેક અનિષ્ટ રિવાજનો અંત લાવવા માટે આપણા લોહીની જરૂર પડે તો જરાયે અચકાયા વિના આપી દેવું જોઈએ એમ હું માનું છું, પરંતુ લગ્નના પ્રશ્નમાં મને એમ લાગે છે કે, માણસે

પોતાની તાકાત વિચારીને જ પગલું ભરવું જોઈએ. હું તો એટલે સુધી કહું છું કે, જ્યાં સુધી પાછું હઠવું પડે ત્યાં સુધી હઠવું પણ લગ્ન વિના જીવનમાં વિહ્‌વળતા વ્યાપી જતી હોય તો લગ્ન કરી લેવું. સુધારાનો ફાંકો રાખી શઢ–સુકાન વિનાની હોડીને મધદરિયામાં ન ઝંપલાવવી. એવા લગ્નથી સમાજનું ભલું નહિ થાય પણ થોડું ભૂરું થશે, પરંતુ એમ નહિ કરવામાં આવે તો સ્વેચ્છાચાર જ પ્રવર્તશે અથવા સમાજમાં વિકૃતિઓનો છાનો રોગ પ્રસરી જશે.

હવે ઉપર જણાવ્યાં એવાં ક્રાંતિકારી લગ્નો વિષે પણ બે શબ્દો કહી દઉં. આવાં લગ્નોના આપણે મુખ્ય બે વિભાગ પાડવા પડશે. એક તો બીજી જ્ઞાતિ, પ્રાંત, દેશ કે ધર્મનો; અને બીજો વિધવા, ત્યકતા કે પતિતાનો. પહેલા વિભાગ વિષે મારે એ કહેવાનું છે કે, આપણાં સંસ્કારો, સ્વભાવ અને ટેવો એકબીજાને અનુકૂળ થશે કે કેમ એ ખાસ વિચારવાનું છે. જો આ પૂરી રીતે નહિ વિચારાય તો લગ્ન-જીવનમાં અસંતોષનું ઝેર રેડાઈ જવાનો પૂરો સંભવ છે. બીજા વિભાગ વિષે મારે જે કહેવાનું છે તે જરા ગંભીર છે. એમાં આપણી શકિતઓનો ખ્યાલ કરવો પણ જરૂરી છે.

કોઈ વિધવા, ત્યકતા કે પતિતા પ્રત્યે આપણે આકર્ષણ અનુભવીએ અને એ પણ એવું જ આકર્ષણ અનુભવે તો તો સવાલ નથી, પણ આ સમાજમાં એવું ઓછું બને છે. ઘણું-

ખરું તો કોઈક સ્થળે જ વિધવા, ત્યકતા કે પતિતા પોતાની લગ્નની ઇચ્છા વ્યકત કરે છે, અને તેમાંયે સામાજિક રૂઢિની પ્રબળતાને લઈ એવી ઇચ્છા ઘણી જ મોડી, એટલે કે એ વિના કાં તો જીવન અશકય થઈ પડતું હોય અથવા જીવનમાં કેટલાંક સ્ખલનો અનુભવી લીધાં હોય તે પછી, થાય છે. અહીં આપણી તાકાતનો આપણે ખ્યાલ કરવાનો છે. આપણામાં એટલી શક્તિ છે કે નિરંકુશ વહેતા જતા પ્રચંડ પ્રવાહને આપણે વાળી શકીશું? જો એ ન હોય તો એ બાજુ જવા જેવું નથી. અહીં શક્તિનો અર્થ બે રીતે કરવાનો છે, એક તો આપણું હૃદયબળ અને વિચારશીલતા; બીજું, પેલી સ્ત્રીની દૃષ્ટિએ સમાજમાં આપણો મોભો અને આપણી શારીરિક તેમ જ આર્થિક સંપત્તિ. આ બે વસ્તુ હોય તો જોખમ નથી એમ મારું માનવું છે. વિધવા, ત્યક્તા અને પતિતાનો પ્રશ્ન જુદો જુદો વિચારવો જોઈએ, પણ એ માટે આપણે બીજી કોઈ વાર અવકાશ મેળવીશું. અત્યારે એટલું સમજી લઈએ કે સમાજજીવનની ગૂંચો ઉકેલવા જતાં આપણે ન ગૂંચવાઈ જઈએ તે લક્ષમાં રાખવાની જરૂર છે. અત્યારે ત્યક્તા અને પતિતાના લગ્નપ્રસંગો ઓછા બને છે, વિધવાવિવાહનો પ્રચાર પ્રમાણમાં વધતો જાય છે, એ વખતે આપણે સુધારકોએ એ લગ્ન નિષ્ફળ ન જાય એ માટે પૂરતી કાળજી લેવાની જરૂર છે, કારણ કે એવું નિષ્ફળ લગ્ન આપણી તાકાત ઓછી કરે છે ને વિરોધીઓની તાકાત વધારે છે.

સૌથી મોટી મુશ્કેલી એ છે કે, સંસ્કારી વિધવાઓ ઇચ્છા

હોવા છતાં પોતે 'કુલીન ઘરની' હોવાથી બહાર આવી શકતી નથી, જે આવે છે તે બીચારીઓમાંથી મોટા ભાગની થાકીને અથવા સાવ નફ્ફટ થઈ ગયા પછી આવે છે, અને એટલે જ આ પ્રશ્ન વિકટ બને છે. જો ઘણી વિધવાઓ પરણતી હોત તો નિષ્ફળતાના દાખલાઓ બહુ ઓછા બનત. આજે આપણે જોઈએ છીએ કે એવા દાખલાઓ વધુ પ્રમાણમાં બને છે, એટલે સુધારકોએ અને ક્રાંતિકારોએ આ પ્રશ્નને ગંભીરપણે વિચારવાની અને સૂક્ષ્મ રીતે અવલોકન કરવાની જરૂર છે. મને અહીં ભય લાગે છે કે, મારો આ વિચાર રખે કોઈ સુધારાપ્રવૃત્તિને થોભાવવામાં વપરાય. હું વિધવાવિવાહમાં માનું છું. એ પ્રશ્નનો કાયમી ઉકેલ એમાં જ છે એમ પણ માનું છું. ગમે તેવી વિધવાને પણ પરણવા યોગ્ય સ્થાન મળી રહેવું જોઈએ અને એ માટે આપણે બધા જ પ્રયત્નો કરવા જોઈએ એમ પણ માનું છું, છતાં આપણી પ્રવૃત્તિમાં ક્યાં ક્યાં ભૂલ થવાનો સંભવ છે એ બતાવવા માટે જ આટલું મેં લખ્યું છે. હું ધારું છું કે હવે આનો અનર્થ નહિ થાય.

*

## ૨૭

# પરણતાં પહેલાં

**પરસ્પરની** પસંદગી બાબતમાં આ પત્રોમાંથી તમને કેટલુંક તો મળી ગયું હશે. મારે અહીં એક વસ્તુ ખાસ કહેવાની છે તે એ કે, આપણે ઓળખાણ વિષે ઘણી વાર ભ્રમમાં રહેતા હોઈએ છીએ. આપણને કોઈ નો બેચાર વરસ થયાં પરિચય હોય અને આપણે સાથે બેસીને કલાકો સુધી લાગણીપૂર્વક વાતો કરી હોય તો આપણે એમ માની બેસીએ છીએ કે, 'અમને એકબીજાનો પૂરો પરિચય છે.' મારું કહેવાનું એ છે કે, સોમાં નેવું કિસ્સાઓમાં આ વાત ખોટી પડે છે. આપણને સાચો પરિચય હોતો જ નથી. કોઈ કુમાર કે કુમારિકાને પરિચય થાય છે તે જીવનની મુખ્યત્વે એક બાજુનો જ થાય છે અને એ બાજુમાં તો લાગણી, પ્રેમ, ઉદારતા, સરળતા અને મિલનસાર સ્વભાવ દેખાય છે, પરંતુ લગ્ન પછી તો સમગ્ર જીવન સાથે સંબંધ બંધાય છે અને ત્યારે માણસના સ્વભાવના અને ટેવોના નાનામોટા દોષો દેખાવા માંડે છે. લાગણીવાળો લાગતો માણસ ઘણી વાર ચીડિયો, ઉદાર લાગતો

ઈર્ષાળુ અને મિલનસાર લાગતો સાવ અતડો માલૂમ પડે છે. એટલે આપણા સાથે જોડાનારના જીવનની સમગ્ર બાજુ જોવાનો પ્રયત્ન કરવો જોઈએ.

મને લાગે છે કે, આ કામ ઘણું કઠણ છે કારણ કે આપણે ત્યારે પરીક્ષક જેવી સ્થિતિમાં નથી હોતા પણ સામા પક્ષ જેટલા જ ઉમેદવારની સ્થિતિમાં હોઈએ છીએ. એટલે આપણો ઈરાદો ન હોય તોયે આપણા જીવનની પણ ત્યાં એક જ બાજુ રજૂ થાય છે અને આપણી રાગયુક્ત આંખે સામેના પાત્રના જીવનની પણ એક જ બાજુ દેખાય છે. હું જાણું છું કે આમ હોવા છતાં બંને પક્ષે એકબીજા વિષે જાણવાની ખૂબ જિજ્ઞાસા હોય છે, પણ જિજ્ઞાસા છતાં એમાં બહુ સફળતા નથી મળતી. એટલે આપણી નજર સામેની ચાલુ ક્ષણથી, આપણે દૂર જોઈ શકવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ. ચાલુ પળે તો પ્રેમ–ઉદારતા બધું છે, પણ ચાલુ પળે બંને વચ્ચે કોઈ પણ જવાબદારી કે અધિકારનું તત્ત્વ નથી હોતું. કોઈ કર્તવ્યધર્મો પણ ઊભા થયા નથી હોતા, પણ લગ્ન પછી તો એ બધું આવવાનું છે, ત્યારે આ સ્વભાવ ટકી શકશે કે કેમ તે તપાસવું જોઈએ.

મને એમ લાગ્યું છે કે, સમાન આદર્શો ને સંસ્કારની તપાસ થાય અને સાથે પૂર્વજીવનની માહિતી અને ટેવો જાણી લેવાય તો બહુ ભૂલ થવાનો સંભવ ન રહે. હું ટેવોને પણ બહુ મહત્ત્વ આપું છું કારણ કે મોટે ભાગે માણસોનો નિત્યનો વ્યવહાર બંધાયેલી ટેવો ઉપર જ ચાલે છે.

મેં ઘણીવાર કહ્યું છે કે, આજની સ્થિતિમાં કુમાર અને કુમારિકા વચ્ચે, જેમાંથી લગ્ન પરિણમી શકે એવો પરિચય બધાંને પ્રાપ્ત નથી થતો. જેમને થાય છે તેમાંનાં મોટાભાગનાં માણસો આજ લગી તો એનો શુભ ઉપયોગ કરી સમાજ સમક્ષ સ્નેહલગ્નનો આદર્શ રજૂ કરી શક્યાં છે, પરંતુ પસંદગીની બાબતમાં આજની પરિસ્થિતિનું અવલોકન કરતાં એક સલામત રસ્તો મને સૂઝે છે તે આ છે:

માણસમાં લગ્નવૃત્તિ જાગે ત્યારે એણે જેના ઉપર પોતે વિશ્વાસ મૂકી શકે એવા વડીલ, મિત્ર કે ભાઈ બેન પાસે પોતાની ઇચ્છા વ્યક્ત કરવી અને પસંદગીનું ધોરણ પણ જણાવવું. મને લાગે છે કે, પસંદગી માટે કોઈ ચોક્કસ નિયમો ન કરી શકાય. પણ આ માર્ગ મને વધુ સારો લાગે છે. બધાં જ માણસોને આ માર્ગથી પણ અનુકૂળતા ન સાંપડે તે હું સમજું છું, પણ મોટા ભાગનાં માણસોને તો જેના ઉપર પોતે વિશ્વાસ મૂકી શકે, જે પોતાને અને પોતાના વિચારોને સમજી શકે, એવા સંબંધીઓ આ દુનિયામાં હશે જ. હું પિતાને કે વડીલોને આ કામ સોંપવું એમ નથી કહેતો, મિત્રોને જ સોંપવું એમ પણ નથી કહેતો પણ જેના ઉપર વિશ્વાસ મૂકી શકાય તેને સોંપવું એમ કહું છું. આ સંબંધી કોઈ સ્થળે એ શક્યતા જુએ તો આપણને જણાવે, આપણે એ જોઈએ–વિચારીએ, આપણને પણ શક્યતા લાગે તો મળીએ, એકબીજાને જાણી લઈએ અને સંબંધ જોડીએ. મને આ માર્ગ ઓછામાં

ઓછા ભયવાળો અને ઓછામાં ઓછી ભૂલની સંભાવનાવાળો લાગે છે. મને લાગે છે કે, જાતે જ પસંદગી કરવામાં અને આકર્ષણમાં જે ભય અને ભૂલની સંભાવના છે તે પણ આમાં નથી. એમ છતાં આ કોઈ એકાંતિક નિયમ નથી. આજની પરિસ્થિતિમાં આ રીત મોટા ભાગનાં જુવાનોના પ્રશ્નો ઉકેલવામાં સહાયરૂપ થઈ શકે એમ મારું માનવું છે.

અહીં એટલું તો સ્પષ્ટ સમજી લેવાનું છે કે, સંબંધી દ્વારા સૂચવાયેલા સ્થાન વિષેનો છેલ્લો નિર્ણય તો પરણનાર યુવક-યુવતીઓનો જ હોય, એટલું જ નહિ પણ એ એકબીજાને મળીને, એકબીજાના વિશેષ પરિચય માટે થોભવાની જરૂર લાગે તો અમુક સમય સુધી થોભીને, પણ જાતે જ નક્કી કરે. સંબંધીની જરૂર તો એટલી જ કે એ આપણને બરાબર ઓળખતા હોવાથી અને એમનામાં અમુક પ્રમાણમાં તટસ્થતા હોવાથી એ સારી રીતે જોઈ શકે, જાણી શકે, જરૂર પડે તો વાતચીત પણ કરી શકે. આ સંબંધી વિશ્વાસ મૂકી શકીએ એવો જ હોવો જોઈએ એ નિર્વિવાદ છે.

પસંદગીમાં કઈ વસ્તુ તરફ લક્ષ આપવું તે હું નહિ કહી શકું, કારણ કે દરેક માણસે એ વસ્તુ જુદી જુદી રીતે જોવી પડે. એક સર્વમાન્ય થઈ શકે એવી વસ્તુ તો એ છે કે, દેહ-સૌંદર્ય કરતાં હૃદયસૌંદર્ય તરફ અને એની આજની સ્થિતિ કરતાં એનામાં પડેલાં શક્તિઓનાં બીજ તરફ વિશેષ ધ્યાન

આપવું જોઈએ. દેહસૌંદર્ય તરફ કોઈક જણ જ બેપરવા રહી શકે તે હું સમજું છું, પણ હૃદયસૌંદર્ય વિશેષ સ્થાયી છે અને એ ન હોય તો દેહસૌંદર્ય ગમે તેવું અલૌકિક હોવા છતાં જીવનનો સહચાર કેળવવા માટે તદ્દન નકામું જ નહિ પણ આફતકારક થઈ પડે છે એ તુરત જ સમજાય એવું છે. હું જે શક્તિઓનાં બીજોની વાત કરું છું તે પણ સમજવા જેવી છે. આ વસ્તુ હું મુખ્યત્વે જુવાનને ઉદ્દેશીને લખું છું. આપણા સમાજની આજની સ્થિતિમાં યુવકોનો આખો સમુદાય અને યુવતીઓનો આખો સમુદાય એ બે સમુદાયો વચ્ચે જ તુલના કરવાની આવે તો મને લાગે છે કે યુવકો ઘણી રીતે યુવતીઓ કરતાં આગળ છે એ મારા મત સાથે ઘણા સંમત થશે. એ શા કારણે આગળ છે વગેરે વિચારવું અહીં બિન-જરૂરી છે. એટલે, યુવકોને મારે સલાહ આપવાની આવે તો હું એમ સલાહ આપું કે, મુઠ્ઠીભર શિક્ષિત કુમારિકાઓ છે તે તરફ જ તમારું ધ્યાન ન રાખજો, પણ એ સિવાયની કુમા-રિકાઓમાં તમે બુદ્ધિશક્તિનું, ત્યાગશક્તિનું, સંસ્કારનું બીજ જુઓ તો ત્યાં જ જોડાવાનું પસંદ કરજો અને લગ્ન પછી એ બીજને પોષજો.

મેં આ બીજની વાત રજૂ કરી તેનું મારે મન બહુ મહત્ત્વ છે, કારણ કે સાચોસાચ એવું બીજ ધરાવતી અશિ-ક્ષિત અને અર્ધશિક્ષિત કુમારિકાઓ મોટી સંખ્યામાં છે અને તે બીચારી ગમે ત્યાં ફેંકાઈ પડે છે અને એનું બુદ્ધિનું,

સંસ્કારનું, સ્વાર્પણનું બીજ જુદી જ રીતે પોષાઈ જુદી જ જાતનાં ફળો સમાજને આપે છે. બીજી બાજુ શિક્ષિત જુવાનોને પોતાનું ભાગ્ય ક્યાં જોડવું તેની જ મુશ્કેલી થાય છે. એટલે મારું કહેવાનું એ છે કે, માત્ર વર્તમાન સ્થિતિને ન જોતાં પણ આપણે જેને સાથી તરીકે પસંદ કરવાના છીએ તેના ગુણવિકાસમાં કેટલી શક્યતાઓ પડી છે તે ખાસ જોવું.

ત્રીજી એક વસ્તુ જરૂરી છે તે આપણા જીવનના આદર્શોની ચોખવટની અને સામેના પાત્રના આદર્શોને સમજી લેવાની. શિક્ષિત કુમાર-કુમારિકા માટે આ વસ્તુ બહુ મહત્ત્વની છે, કારણ કે એ બંને કદાચ જુદા જ આદર્શો ધરાવતાં હોય એમ બને. હું તો ત્યાં સુધી કહું છું કે, આપણા તરફ લાગણી અનુભવતું માણસ પોતાના આદર્શને છોડી આપણા આદર્શને સ્વીકારવા તૈયાર થતું હોય તોયે ચિંતાપૂર્વક એ વસ્તુની તપાસ કરવા જેવું છે. આપણો આદર્શ સાચો ને સારો લાગે છે તેથી સ્વીકારે છે કે લાગણીના ઊભરામાં તણાય છે તે સમજી લેવું જોઈએ. જો એમ લાગે કે આ તો પ્રેમ માટેનું બલિદાન છે, તો મારો મત એવો છે કે, લગ્ન કરતાં અચકાવું. ન જ કરવું એમ હું નથી કહેતો કારણ કે એવાં બલિદાનો આપનારાંઓમાં કોઈ શુદ્ધ કુંદન પણ હોય, એટલે અચકાવું અને પોતાની શક્તિ-અશક્તિ અને સામા પક્ષની શક્તિ-અશક્તિનો ખ્યાલ કરવો અને ત્યારપછી જ પગલું ભરવું.

એક ચોથી વસ્તુ પણ સમજવા જેવી છે. આપણી સાથે

જોડાનારનો ખ્યાલ આપણે માત્ર આપણી દૃષ્ટિએ જ ન કરવો જોઈએ. આપણા સાથીનો સ્વભાવ, સંસ્કાર, ટેવો આપણે જેની સાથે જીવી રહ્યા છીએ તેની સાથે પણ મેળ ખાશે કે કેમ તે જોવું પણ ઘણું અગત્યનું છે. સંયુક્ત કુટુંબમાં આપણે જીવતા હોઈએ અને જીવવા જ માગતા હોઈએ તો ઘરનાં બીજાં માણસોના સ્વભાવ વગેરેનો પણ ખ્યાલ રાખવો જોઈએ. હું અહીં એમ નથી કહેતો કે, આપણે જે કન્યાને પરણવાના છીએ તે કન્યાએ ઘરમાં આવી સહુની 'વહુ' બની સેવા કરવાની છે, પણ એમ જરૂર કહું છું કે, જો આપણા કુટુંબમાં નવા વિચારોનો પ્રવેશ થયો હોય અને સમાનતા અને સ્વતંત્રતાનું વાતાવરણ હોય તો આ પ્રશ્ન જરૂર વિચારવા જેવો છે. સમાનતા કે સ્વતંત્રતાનું વાતાવરણ ન હોય તો કુટુંબને છોડવું જ જોઈએ. પણ આટલેથી આ પ્રશ્ન નથી અટકતો. આપણે કુટુંબ વિના જ સાવ નથી રહી શકતા. એક કુટુંબ છોડી ઘણે ભાગે બીજું કુટુંબ–મિત્રો ને સ્નેહીઓનું–બાંધીએ છીએ તેને અનુકૂળ એ થશે કે કેમ એ વિચારવું જોઈએ.

આ વસ્તુ રજૂ કરતાં મારી આંખ સામે ઘણાં દૃશ્યો ખડાં થાય છે કે જેમાં આ પ્રકારનો ખ્યાલ પહેલેથી નહિ રાખવાના પરિણામે બીજા સંબંધો તૂટી ગયા હોય અથવા તોડવા પડ્યા હોય અથવા તો સાથીના હૃદયમાં ઈર્ષાનો ભાવ પેદા થયો હોય. લગ્ન એ જીવનમાં ગંભીરમાં ગંભીર અને પવિત્રમાં પવિત્ર વસ્તુ છે તે હું કબૂલ કરું છું. દંપતી એ

સૌથી નિકટનાં મિત્રો બને છે અને આજીવન સાથે જ જીવવાનાં છે તે પણ બરાબર છે, પણ એ લગ્ન કે એ મૈત્રી જ જીવનનું સારસર્વસ્વ નથી. માણસને બીજાં કર્તવ્યો અને બીજી મૈત્રીઓ હોય છે. લગ્ન પછી જો એ ન જાળવી શકાય તો લગ્ન સાચે જ એક લોખંડી બેડી છે. હું તો ફકીર થવાનું પસંદ કરું પણ એ બેડી પહેરવાનું પસંદ ન કરું. એટલે લગ્નની પસંદગીમાં આપણી મૈત્રીઓ અને કર્તવ્યનો પણ ખ્યાલ રાખવો જોઈએ અને આપણા સાથી થવા ઇચ્છનારને સ્પષ્ટ-પણે બધું જણાવવું જોઈએ.

આપણે પ્રથમ જોયું છે કે, લગ્નનાં પ્રેરક કારણોમાં એક-બીજાને આધીન બનાવવાની મનોવૃત્તિ પણ પડેલી હોય છે. આપણી અને આપણા સાથીની એ મનોવૃત્તિને બરાબર સમજી લેવી જોઈએ અને એ વૃત્તિ અત્યંત બળવાન રૂપમાં હોય તો થોભી જવું જોઈએ. સાથીની પસંદગીમાં ઉદારતા, સરળતા, મિલનસારપણું, ઘસાવાની વૃત્તિ વગેરે ગુણો તો ખાસ અગત્યના છે, એ ગુણો ન હોય કે એથી ઊલટા જ ગુણો હોય તો એ માર્ગે જવાનું પૂરેપૂરું જોખમ છે.

પસંદગીને અંગે ઘણું કહી શકાય. એમ તો આ પત્રોમાં જે જે વિષયો ચર્ચ્યા છે તે વિષે પણ ઘણું કહી શકાય, પરંતુ મારે હવે તમારી વિદાય લેવી જોઈએ. આટલા બધા પત્રો પછી પણ કેટલાક પ્રશ્નો તો અનુત્તર જ રહ્યા છે તે હું જાણું છું. લગ્ન અને અર્થરચના, લગ્ન અને

પ્રજોત્પત્તિ, લગ્ન અને સંયુક્ત કુટુંબ, લગ્ન અને સંતતિનિયમન વગેરે ઘણા પ્રશ્નો વિષે મેં કંઈ નથી લખ્યું. પણ હું શું કરું? તો તો મારે ઘણા ઘણા પત્રો લખવા પડે અને આ ચોપડીનું કદ અમારા પ્રકાશક-મિત્રો ન સાંખે એટલું મોટું થઈ જાય. મારા મનમાં એમ છે કે જો આ પત્રો મારા 'પ્રિય ભાઈ'ને ઉપયોગી નીવડયા છે એમ મને જણાય તો 'લગ્ન—એક સાધના' નામે બીજા પત્રો મારે લખવા અને તેમાં આ પત્રોમાં અધૂરું રહેલું પૂરું કરવાનો યત્ન કરવો.

છેલ્લે, લગ્ને કઈ સિદ્ધિઓ મેળવવી જોઈએ તે ફરીથી તમને યાદ આપી આ પત્રમાળા પૂરી કરું.

"લગ્નને પરિણામે માણસની વાસનાને ધીમે ધીમે શાંતિ મળવી જોઈએ. એના જીવનને પ્રતિદિન જે ઘસારો લાગતો હોય તે ઠીક થઈ રહે તેટલું બળ મળતું રહેવું જોઈએ. સમાજજીવનને અંગે ઊભાં થતાં કર્તવ્યો એ પૂરી રીતે બજાવી શકતો હોવો જોઈએ. બંને આખી સૃષ્ટિ ઉપર પ્રેમ રાખતાં હોવાં છતાં એકબીજામાં ઓતપ્રોત થઈ શકતાં હોવાં જોઈએ. એમનાં જીવનમાં છૂટાછેડાનો પ્રસંગ ઊભો જ ન થવો જોઈએ. એકના મૃત્યુ પછી બીજાને પાવનકારી સુગંધ અને શાંતિ, સુખ અને કર્તવ્યપરાયણતા આપી શકે એટલી પ્રેમની તીવ્રતા હોવી જોઈએ. એકબીજાની સ્વતંત્રતા ઉપર ઓછામાં ઓછો કાપ પડતો હોવો જોઈએ. સંયુક્ત જીવન છતાં વ્યક્તિવિકાસને પૂરેપૂરો અવકાશ મળતો હોવો જોઈએ."

તમે આ નામો સાંભળ્યાં છે ?
એમનાં જીવન વિષે કંઈ જાણ્યું છે ?

# વૈજ્ઞાનિક જગત

માં

જગતના આ મહાન વૈજ્ઞાનિકોનાં જીવન વિષે તમને રસપૂર્ણ માહિતી મળશે અને દુનિયાને એમણે કઈ શોધોની ભેટ કરી એ વિગતથી જાણી શકાશે.

**એમનાં નામ : થેલ્સ, પાયથાગોરાસ, એનેકઝા, ડેમોક્રિટ્સ, એરિસ્ટોટલ, આર્કિમિડિસ, ગેલન, રોગર બેકન, કોપરનિકસ, પેરાસેલસસ, ટીકો અને કેપલર.**

કેટકેટલી મુશ્કેલીઓમાંથી પસાર થઈને એમણે એમની શોધો જગતને ચરણે ધરી એ જાણ્યા વગર કોઈ જુવાને ન રહેવું જોઈએ.

**લેખક : ચંદ્રભાઈ ભટ્ટ**
**મૂલ્ય : સવા રૂપિયો**

[ પાનાં ૨૪૦ ]

**લગ્નજીવનના પ્રેમધર્મની જ્યોતનું દર્શન કરાવતી**

બે લાંબી નવલિકાઓ

# અખંડ જ્યોત

## લેખક: સોપાન

લગ્નજીવનની સમસ્યા નહિ, કૂટ જટિલ પ્રશ્નો નહિ, વિરહની તીવ્રતમ વેદના નહિ, પણ લગ્નજીવનના પ્રેમધર્મની જ્યોતનું દર્શન કરાવતીબે લાંબી નવલિકાઓ આ પુસ્તકમાં છે.

પહેલી વાર્તામાં પ્રેમનું સ્વરૂપ પ્રગટ થાય છે. સત્યની કઠોરતા અને અહિંસાની મૃદુતા જેમાં એકરસ થયાં હોય તેનું જ નામ પ્રેમ. એકલી મૃદુતામાંથી રાગ, મોહ અને વેવલાપણું જન્મે; એકલી કઠોરતામાંથી દ્વેષ, બેદરકારી અને શુષ્કતા જન્મે; એ બન્નેના સુયોગથી જીવનમાં નિર્મળ રસની અને કર્તવ્યની ભાવના જન્મે.

બીજી વાર્તામાં પ્રેમની વેદનામાં જે અદ્ભુત મીઠાશ રહેલી છે તે પ્રગટ થાય છે. એ મીઠાશ જે ન સમજે તે કલ્પનાના દુઃખમાં ડૂબી જાય છે. દેખાતું દુઃખ ઘણીવાર સુખનું પ્રથમ સ્વરૂપ હોય છે અને તેને રાખવાથી ક્ષણભરનું દુઃખ અદશ્ય થાય છે, પણ તે સાથેજ અનંત સુખનો પણ લોપ થાય છે.

બંને વાર્તાનો આ ધ્વનિ છે.

**પાકું પૂઠું : દ્વિરંગી જેકેટ : મૂલ્ય ૧-૮-૦**

**[ પાના ૨૪૦ ]**

ભારતી સાહિત્ય સંઘ : પો. બો. ૭૩ : અમદાવાદ

ભારતી સાહિત્ય સંઘ : પો. બો. ૯૭૮ : મુંબઈ

# મહાન મુસાફરો

**લેખક : મૂળશંકર મો. ભટ્ટ**
**પાનાં ૨૬૯ : મૂલ્ય દોઢ રૂપિયો**

મુસાફર તો આપણે સૌ છીએ પણ જિંદગીમાં પગઢસરડા કરવા એનું નામ ખરી મુસાફરી નથી. જેમ આપણું આખુંય સૂર્યમંડળ અમુક ચોક્કસ નિયમોને વશ વર્તીને પણ કોઈ એક ચોક્કસ ધ્યેય તરફ નિરંતર ગતિ કરી રહ્યું છે તેમ જ જીવનના અચળ નિયમોને વશ વર્તીને પણ કોઈ પણ એક ચોક્કસ ધ્યેય તરફ મુસાફરી કરનારા આ મુસાફરો આપણને આપણી જીવનસફરમાં જરૂર પ્રેરણા આપશે.

[ આ પુસ્તકના 'આવકાર'માંથી ] —**નાનાભાઈ**

**એ મુસાફરો—અગસ્ત્ય ઋષિ, શ્યેન ચાંગ, માર્કોપોલો, ઇબ્ન બતુત, વાઈકીંગ લોકો, કોલંબસ, મેગેલેન, ફ્રાંસિસ ડ્રેક, મંગોપાર્ક, ડેવિડ લિવિંગ્સ્ટન, નાનસેન, રોબર્ટ સ્કૉટ, શ્રમણ ઈકાઈ કાવાગુચી, સ્પેન હેડીન છે.**

એમનાં પ્રવાસવર્ણનો આ પુસ્તકમાં ઘણી સરલ ભાષામાં આપવામાં આવ્યાં છે.પ્રવાસના ૭ નકશાઓ પણ આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે.

વિદ્યાર્થીઓ અને જુવાનોને એ વાંચવા અમારો ખાસ આગ્રહ છે.

